શાન્તમૂર્તિ મુનિ મહારાજશ્રી

# વૃદ્ધિચંદ્રજી જીવનચરિત્ર



મુનિ અજિતવિજય

## શાન્તમૂર્તિ મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજનો ટૂંક

# જીવન પરિચય



પંજાબે જૈન સમાજને ઘણા તેજસ્વી રત્નો આપ્યા છે મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ પણ પંજાબના જ વીરરત્ન હતા

લાહોર જીલ્લામા ચિનાબ નદીના કિનારે વસેલ રામનગરમા સંવત ૧૮૯૦ ના પોસ શુદિ ૧૧ ને દિવસે એ પુણ્યાત્માનો જન્મ થયો. એમના પિતા ધર્મજસ, ઓસવાળ જ્ઞાતિના એક ધનાઢ્ય આગેવાન હતા માતા કૃષ્ણદેવી પણ એટલા જ ભાગ્યશાળી હતા. લાલચંદ, મુસદ્દીમલ, વજીરીમલ્લ અને હેમરાજ આ ચાર પુત્રરત્નો અને રાધાદેવી નામની એક પુત્રી પછી સૌથી નાના છેલ્લા કૃપારામ હતા "લઘુતામા પ્રભુતા વસે" એ ન્યાયે કૃપારામે છેક ન્હાના હોવા છતા પોતાના જીવનને પ્રભુતામય બનાવી યશસ્વી બનાવ્યુ

ઓગણીશમી શતાબ્દિની છેલ્લી વીસી એટલે મહાન સંક્રાન્તિ કાળ ભારતના ક્ષેત્રેક્ષેત્ર પુનરુત્થાનનો નવો રંગ પૂરાઈ રહ્યો હતો વર્ષોની જમાવટ પછી ધીમે ધીમે શિથિલ થએલ યતિસમાજ બૂઝાતા દિપકની માફક છેલ્લો શ્વાસ લઈ રહ્યો હતો

પંજાબમાં આ સમયે ઢુંઢક મતનું સામ્રાજ્ય હતું. અમરસિંહ રિખ એમના આગેવાન. મૂર્તિપૂજાનો તીવ્ર વિરોધ એ એમનો મુખ્ય વ્યવસાય. અલ્પમતિઓ તૈયાર કરેલ ટબાના આધારે તેઓ શાસ્ત્રોના અલ્પ સમજણવાળા અર્થ કરતા. વ્યાકરણના અભ્યાસ પછી શાસ્ત્રોનો અર્થ-અભ્યાસ કરે તો રખેને કોઇ સત્ય માર્ગે દોરવાઈ જાય એ ખાતર વ્યાકરણનો અભ્યાસ કરવાની તેઓની સખ્ત મનાઇ હતી.

આ જ સમયે એક સત્ય શોધક અને ભદ્રિક પુરુષ તરીકે ઓળખાતા શ્રી બૂટેરાયજી મહારાજ ઢુંઢક પંથના હતા. તેઓએ ઢુંઢક પંથે માન્ય રાખેલ ૩૨ સૂત્રનો અભ્યાસ શરૂ કર્યો. જેમ જેમ સરળભાવે ઊંડા ઉતરતા ગયા તેમ તેમ પોતાના પંથે કરેલા અર્થો કલ્પિત લાગવા માંડ્યા. વધુ અભ્યાસના પરિણામે ઢુંઢક પંથ પરની શ્રદ્ધા સરી પડી. ઢુંઢક પંથનું આ સમયે અસાધારણ જોર હોવા છતાં સત્યના પૂજક તરીકે તેઓ નીડરતાપૂર્વક બહાર આવ્યા. સં. ૧૯૦૩ માં તેઓએ સ્વયંમેવ મુહપત્તિ તોડીને તપગચ્છ અંગીકાર કર્યો. છેલ્લા ત્રણ ચાર વર્ષના મનોમંથનને માર્ગ આપ્યો. આમ તપગચ્છ અંગીકાર કરવાના આગલા વર્ષે જ શ્રી બૂટેરાયજીનું ચાતુર્માસ રામનગરમાં થયું હતું. જ્યારે ધર્મજસનું સારુયે કુટુંબ આ મહાત્માના પરિચયમાં આવ્યું હતું. અને ધર્મવીર કૃપારામનો પણ તેમની સાથે સારો પરિચય થયો હતો.

એક વ્યાપારીને જરૂરી, એટલો અભ્યાસ કરીને ૧૪ વર્ષની વયે કૃપારામે વેપારી જીવન શરૂ કર્યું. માતા-પિતાએ કૃપારામને ગૃહસ્થી જીવનમાં જોડવા માટે તેમનું વેશવાળ કર્યું, પરંતુ કૃપારામનો જીવનરાહ જુદો જ હતો. એક ગૃહસ્થીને છાજે તેટલો વૈભવ, સંપત્તિ અને દરેક સંયોગો તેમને માટે સાનુકૂળ હતા, છતાં તેમનો જીવન-પંથ જુદો જ હતો. પરમ

ત્યાગના માર્ગે જીવનને અનતસુખના આરે લઇ જવાનો એમનો આદર્શ હતો કુદરતે તેમને સહાય કરી માતા-પિતાએ કૃપારામનુ કરેલ વેશવાળ તુટી ગયુ, કૃપારામ બાળબ્રહ્મચારી, પરમ ત્યાગી મહાત્મા તરીકે જીવવાને ભાગ્યશાળી થયા

બે વર્ષના વ્યાપારી જીવન પછી તેમનુ મન વૈરાગ્ય તરફ વધારે ઢળ્યુ હતુ કોઇ સદ્ગુરૂ મળે તો દીક્ષા અગીકાર કરી જીવનને ધન્ય બનાવવાની તેમની ભાવના વધુ જાગૃત થઈ એ માટે માતા-પિતાની રજા માગી, પણ તરત ન મળી સસારમા રહીને પણ ત્યાગી તરીકે, સયમી તરીકે રહેવાનુ તેમણે શરૂ કર્યુ, વૃત્ત-નિયમો ગ્રહણ કર્યા, અને બે વર્ષે માતા-પિતાને સમજાવી દીક્ષાની રજા મેળવી સૌની પ્રેમભરી વિદાય લઇ દીક્ષા લેવા માટે તેઓ દિલ્હીમા આવ્યા અને ૧૯૦૮ મા અશાડ શુદ ૧૩ શે મુનિરાજ શ્રી બૂટેરાયજી મહારાજ પાસે તેઓએ દીક્ષા લીધી તેઓ શ્રી વૃદ્ધિચદ્રજી તરીકે જાહેર થયા પચ-મહાવ્રતધારી અવિરતિ ભાવનાનો ઉચ્છેદ કર્યો બાળપણથી જ તેઓને ધાર્મિક જ્ઞાનનો શોખ હોવાથી પહેલા ચાતુર્માસમા જ તેઓએ સાધુની ક્રિયાના સૂત્રો કઠિત કર્યા

દીક્ષા ગ્રહણ કરવા બાદ તેમનો વિહાર સતત હતો, તેઓએ ગુરૂની સાથે ત્રણ વર્ષ પજાબ અને રાજપુતાનામા વિચરી, જૈન શાસનની અપૂર્વ સેવા કરી, એક ગુરૂભક્ત તરીકે પણ સારી નામના મેળવી મુનિરાજ શ્રી બૂટેરાયજી મહારાજનો મુહપત્તિત્યાગનો પ્રસગ પજાબમા ઢુઢક સમાજ માટે બહુ જ ચર્ચાત્મક હતો કોઇ મહાન સરોવરની પાળને ગાબડુ પડે અને પાળ તટવાની અણી ઉપર હોય ત્યારે તે પાળને બચાવી લેવા અસાધારણ તનતોડ પ્રયાસો કેટલીક વખત કરવામા આવે છે તેમ મુહપત્તિત્યાગના આ પ્રસગથી ઢુઢકપથીઓને પોતાની સત્તાની દીવાલ તટતી હોય એમ લાગ્યુ હતુ, એટલે આ પ્રસગ

તેઓએ બખાળા કાઢવામાં બાકી રાખી ન હતી. એમ છતાં મુનિ શ્રી બુટેરાયજી અને એમના શિષ્ય સમુદાયે પોતાના માર્ગના કાંટાઓને પુષ્પ-પેખીપ્રેમથી વધાવવામાં, અને શાન્તરસ જાળવવામાં જે દીર્ઘદૃષ્ટિ રાખી હતી, એના શુભ ફળરૂપે જ આજે સારોયે પંજાબ સંવેગ માર્ગને અનુસરતો, ઓળખતો થયો છે. બાદ ગુજરાતમાં આવ્યા, અને સં. ૧૯૧૨ માં અમદાવાદમાં પંન્યાસશ્રી મણીવિજયજી દાદા પાસે વડીદીક્ષા અંગીકાર કરી.

૧૯૧૧ માં તેઓશ્રીએ ગુજરાત-કાઠિયાવાડમાં પ્રવેશ કર્યો ત્યારે અત્રેની સ્થિતિ પણ પછાત હતી. "જૈન ધર્મને ટકાવનાર" યતિ સમાજ જ છે એવી રૂઢ લોકમાન્યતા વચ્ચે યતિઓએ ચોમેર સામ્રાજ્ય જમાવ્યું હતું. વ્યાખ્યાનપીઠ તેમના હાથમાં હોવાથી તેઓ બનતા પ્રયાસે સંવેગી સાધુ સમાજનું સ્થાન જામવા દેતા ન હતા. ચારિત્રના બળથી તેઓ મંદ પડતા જતા હતા ત્યારે ભોળી જનતાને વશ રાખવા મંત્ર-જંત્ર-વૈદ્ય-વિદ્યા વિગેરે સાધનોનો તેઓ ઉપયોગ કરતા. આ પ્રતિકૂળ સંયોગો વચ્ચે પણ મુનિશ્રીએ ધીમે ધીમે સારી નામના મેળવી હતી, અને સમય જતાં સારાએ ગુજરાત-કાઠિયાવાડમાં સંવેગી સાધુ સમાજ પરત્વેની શ્રદ્ધા-ભક્તિ બળ વધી ગયું હતું.

શરીરની પ્રતિકુળતાને અંગે તેઓ સતત વિહાર કરી શકે તેમ ન હતા, એમ છતાં ગુજરાત-કાઠિયાવાડ ઉપર તેઓશ્રીએ સારો ઉપકાર કર્યો છે, તેમાં ખાસ કરીને ભાવનગર તેઓશ્રીનું પરમ ઋણી છે.

આ પ્રમાણે જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં અભ્યાસ માટે જૈન સાહિત્યના સાધનનો સંગ્રહ કરાવવામાં પણ તેઓશ્રીએ સારો શ્રમ લીધો હતો. વળાના જૈન ભંડરનો ઉદ્ધાર કરાવવામાં તેઓએ સારો શ્રમ લીધો હતો.

જીવનની પળેપળનો ઉપયોગ આત્મહિત માટે કરવાનુ તેઓ ચૂકતા નહિ આ માટે અનેક શાસ્ત્રોનુ તેઓ નિરંતર અવલોકન કરતા તેમની આકૃતિ એટલી શાન્ત અને તેજસ્વી હતી કે લાખો ઉપદેશો જે કાર્ય ન કરી શકે એ કાર્ય એમની, આકૃતિના દર્શન કરવાથી થઇ શકતુ અને એ કરતા એમની કાર્યશૈલી વધારે પ્રશસનીય હતી કોઇ પણ પગલુ મૂકવા પહેલા તેઓ એટલો વિચાર કરતા કે એમના કોઇ પણ કાર્યને માટે તેઓને પસ્તાવાનો સમય જીવનભરમા ભાગ્યે જ આવ્યો હશે.

એક સમય મુનિ દાનવિજયજીએ તેઓની પાસે વાત મૂકી, "આધુનિક સાધુ સમાજ વિદ્યાભ્યાસથી બહુ વચીત રહે છે, પૂર્વાચાર્યોએ રચેલા ન્યાય, વ્યાકરણ આદિ મહાન ગ્રથો, ગ્રથ-ભડારોમા એની એ સ્થિતિમા પડી રહે છે ચાતુર્માસના ચાર મહિના દરમિયાન કોઈ પડિતને રોકી કોઇ મુનિ અભ્યાસ કરે, ત્યા વિહારનો સમય આવતા આગળ અભ્યાસ થઇ શકતો નથી, અને પડિતોનો ખર્ચ બરાબર સફળ થતો નથી આ સયોગો વચ્ચે શ્રી સિદ્ધાચળજી જેવા તીર્થમા મુનિ મહારાજોના અભ્યાસ માટે એક પાઠશાળા હોય તો અભ્યાસ વધે"

શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજને આ વાત રુચી દૈવયોગે બાબુ બુદ્ધિસિહજી યાત્રાર્થે સિદ્ધાચળજી આવ્યા, પાઠશાળા ઉપસ્થિત કરવામા મદદ કરવા મુનિશ્રીએ પ્રેરણા કરી, અને પરિણામે એ પાઠશાળા ખુલ્લી મૂકવામા આવી

ભાવનગરમા જૈન ધર્મ પ્રસારક સભાને પ્રાણવાન બનાવવામા, અને સ્થાનિક જનતામા જૈન સસ્કૃતિની ઊડી છાપ પાડવાના અનેક કાર્યો તેઓશ્રીના હસ્તે થયા છે એક રીતે કહીએ તો પજાબમા તેઓએ જન્મ લીધો, પરતુ ગુજરાતના, કાઠિયાવાડના અને મુખ્યત્વે ભાવનગરના કલ્યાણ માટે તેઓ જીવ્યા હતા

ભાવનગરમાં જૈન પાઠશાળાનું ઉદ્‌ઘાટન એ એમના જીવનનું છેલ્લું કાર્ય હતું. શાળા ખુલ્લી મૂકવામાં આવ્યાબાદ વ્યાધિએ એકદમ જોર પકડયું. અપૂર્વ સમતાથી એ વ્યાધિ સામે આત્મજાગૃતિની જ્યોત જગાવી: "અરિહંત, સિદ્ધ," આદિ પવિત્ર શબ્દોના ઉચ્ચાર શરૂ કર્યા. સંપૂર્ણ સમાધિમાં આત્મા લીન થયો. ૧૯૪૮ ના વૈશાક શુદિ ૭ ની રાત્રીના નવ વાગે ૫૯ વર્ષ અને પોણાચાર માસે નશ્વર દેહનો એ પવિત્ર આત્માએ ત્યાગ કર્યો. ભાવનગરના આંગણે એ સ્થૂલ-દિપક બૂઝયો, ભાવ-દિપકની જ્યોત ચોમેર પ્રસરી રહી.

મુનિ કેવળવિજયજી, મુનિ ગંભીરવિજયજી, મુનિ ઉત્તમવિજયજી, મુનિ ચતુરવિજયજી, મુનિ રાજવિજયજી, મુનિ હેમવિજયજી, મુનિ ધર્મવિજયજી, મુનિ નેમવિજયજી, મુનિ પ્રેમવિજયજી અને મુનિ કર્પૂરવિજયજી એ એમનો શિષ્ય સમુદાય. આ સિવાય તેમના હસ્તે, અને એમના ઉપદેશથી બીજી ઘણી દીક્ષાઓ અપાણી છે.

એમના શિષ્ય-પ્રશિષ્ય સમુદાયની જાણ માટે વંશવૃક્ષ કરેલ છે તે આ સાથે છે તે જોવાથી સમજ પડી આવશે.





મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ.

"આર્ય" પ્રેસ—ભાવનગર



સકળ મુનિમડળ શિરોમણી શાંતમૂર્તિ પરમ

ઉપકારી મુનિરાજ શ્રી

# વૃદ્ધિચંદજી ચરિત્ર.

## પ્રથમ પરિચ્છેદ



### અથારભે ચતુર્થ મગલ ચતુષ્ક.



( શાર્દૂલ વિક્રીડિત )

ગાજે પચમ કાળમા ભવ ભ્રાંતિ, ભવ્યાત્મની ટાળવા,
મિથ્યા મોહ મહાધકાર હળવા, સન્માર્ગ સભાળવા,
વર્તે છે જયવત અત કરવા, સસારના ફદને,
વદો મગળ એહ શાસનપતી, શ્રી ત્રીશલાનદને

( ૧ )

ધારીને અભિમાન અન્તર અતી, સર્વજ્ઞ પાસે જતા,
પેખ્યા દિવ્ય દયાળ શાન્ત પ્રભુને,[1] દિવ્યાસને શોભતા,

૧ સુરવર રચિત સીંહાસને

થાતા વિપ્ર સનાથ નાથ શરણે, અજ્ઞાનને વામતા,
વંદો ગૌત્તમ આદિએ ગણધરા, સત્કાર્ય આરંભતા.

( ૨ )

વર્ષાકાળ વિશાળ ભાવ ધરતા, કોશ્યાતણા સ્થાનમાં,
જીત્યા કામ વિકાર નિશ્ચળપણે, રેતા સદા ધ્યાનમાં;
વંદો તે સ્થુલિભદ્ર મંગળ મહા, થ્યાવીરના[1] આસને,
ધમ્મો મંગળ જૈન "દુર્લભ" દમે, કર્મોતણા પાસને.

( ૩ )

દોહરા.

શ્રી શુભ વીર પ્રભુ નમી, સારદ માય પવિત્ર;
મહા મુનિ વૃદ્ધિચંદનું, કહિશું જન્મચરિત્ર. ૧
બ્રહ્મચારી સંયમ ગ્રહિ, ભારત ભૂમિ મોજાર;
વિચર્યા નિસ્પૃહ ભાવથી, કિધો અતી ઉપકાર. ૨
શાસન સોહ વધારિને, સ્વર્ગ ગયા ગુરૂરાય;
"દુર્લભ" પદપંકજ નમી, ગુણ ગિરૂઆતસગાય. ૩

---

ઢાળ પહેલી.

( રઘુપતિ રામ હૃદયમાંહે રહેજો રે...એ રાગ. )

નમો વીરજીનંદ જયકારી રે, તસ શાસનમાં ઉપગારીરે;
થયા વૃદ્ધિવિજય ગુણ ભારી..............................
ભવિ ગુરૂરાજ ચરિત્ર સાંભળતા રે, કરે સમક્તિની નિર્મળતા.
ભવિ૦ ( એ આંકણી )
રમણિય રસાળ પંજાબ રે, લાહોર જીલ્લે સરિતા[2] ચિનાબ રે;
ત્રટે રામનગર રૂડું ગામ..........................................ભવિ૦ ૨

---

૧ વીરપ્રભુની પાટે. ૨ ચિનાબ નામની નદી.

[1]અઢાર નેવુ વિક્રમમા રે, પોશ શુદ અગ્યારશે જન્મારે,
ભાવ્યા માત પિતાતણા મનમા ...... .. . . ભવિ૦ ૩
ઓસવાળ જ્ઞાતિમા વિખ્યાત રે, ધર્મજશ શ્રેષ્ટિ જસતાત રે,
રત્નગર્ભા કૃષ્ણાદેવી માત .. ... ... ... .......ભવિ૦ ૪
[2]બેની એકને [3]બાધવ ચાર રે, ગ્રહે પાછળ ગુરૂ અવતાર રે,
માની લઘુતાએ પ્રભુતાનો સાર ... ... . .... ... ...ભવિ૦ ૫
આવી વસતા ઉદર ગુરૂ જામ રે, ગ્રહે માતા દોહદ અભિરામ રે;
જેથી નામ સ્થાપ્યુ કૃપારામ .. ... .... . ... ભવિ૦ ૬
આગોપાગ પેખી મનોહાર રે, નિમિતજ્ઞ કહે તે વાર રે,
થાશે પૂર્ણ પ્રભાવી કુમાર .... ... ......... .. ભવિ૦ ૭
શિશુ વયથી રમ્મતમા ધ્યાન રે, કમિ ગણતા બુદ્ધિ નિધાન રે,
ગ્રહે ગામઠી સ્કુલમા જ્ઞાન .. ... ...ભવિ૦ ૮
ચૌદ વર્ષની ઉમ્મર થાતા રે, વ્યવહાર કુશળ થઈ જાતા રે,
ચલવે પેઢી[4] સરાફની ભ્રાતા . . ... ભવિ૦ ૯
શહેર પીંડ દાદ લખા માય રે, ફળવાન ગ્રહસ્થને ત્યાંય રે,
લઘુ વયમા[5] સબધ જોડાય ... . ભવિ૦ ૧૦
કમિ કર્મ ભોગાવળી થાતા રે, અનાયાસે સબધ છુટી જાતા રે,
ફરી કરવા ભણે ના જ્ઞાતા .. ભવિ૦ ૧૧
પેખો પૂર્વ પુન્ય પમાય રે, કેવા નિમિત્ત ગ્રહે ગુરૂરાય રે,
સુધારે અધ્યવસાય .. . .. ભવિ૦ ૧૨
ગુણગ્રાહિ સરલ કૃપારામ રે, લઘુ વયમા ધરે બહુ હામ રે,
ગ્રહે "દુર્લભ" ગુણ અભિરામ .. .. .. .. ભવિ૦ ૧૩

———

૧ વિક્રમ સવત્ ૧૮૯૦ મા    ૨ બેની એક=રાધા દેવી નામની
૩ બાધવ ચાર=લાલચદ, મુરદીમલ, વજીરીમલ, હેમરાજ, નામના
૪ સોનરૂપ વ્યાજવટતરની    ૫ વેવિશાળ

## ઢાળ બીજી.

( પંચમ ભવ બ્રાહ્મણ સન્નિવેશ.......... એ રાગ )

ઢુંઢક પંથ પંજાબ મોઝાર, ઘણે ભાગ પ્રસર્યો તે વાર;
પરિચયમાં તે મતના રિખ, પુષ્કળ વિચરતા દે શિખ. ૧
( એ આંકણી. )

કોઈ કોઈ શહેર જિનાલય હતા, પણ પરિખળ તેહનું જામતા;
ઘણો ભાગ તેમાં ભળી જાય, મુર્તિપુજક સ્વલ્પ જણાય. ૨
કૃપારામ પિતાને ગેહ, મત સ્વિકાર થયેલો એહ;
જેથી પ્રથમ થઇ તેહ પિછાન, અમરસિંહ રિખ આગેવાન. ૩
લોંકાના યતિઓ ત્યાં હતા, ચિત્રેલ જિન પ્રતિમા રાખતા;
અમરસિંહ ઢુંઢક ધરિ દ્વેષ, કરતા તેનો પણ નિષેધ. ૪
જાજું થોડા માટે થાય, અતિ સર્વત્ર વરજીત એ ન્યાય;
શુદ્ધ માર્ગ જોવા તે વાર, ઘણો ભાગ થઈ ગ્યો તૈયાર. ૫
બુટેરાવ નામા એક રિખ, સત્ય માર્ગના ખાસ પરિખ;
બ્રહ્મચર્યાદિ ગુણો અલંકર્યા, જાણી અભાવ સાધન ત્યાં ઠર્યા. ૬
સમુદાયે પામેલા માન, બત્રીશ સુત્ર વિષે દઈ ધ્યાન;
નિજપક્ષનો જાણ્યો અનર્થ, મન કલ્પિત્ત કિધેલા અર્થ. ૭
વ્યાધિ કરણ વ્યાકરણને ગણે, ઢુંઢુક મત ભણવા ના ભણે;
હેતુ જાણ્યો તેહનો ખાસ, જેહથી પોગળ થાય પ્રકાશ. ૮
ઢુંઢકના આચાર વિચાર, જાણી અયોગ્ય તજે તે વાર;
શુદ્ધ પંથ ગ્રહવા ચિત્ત ધરી, સ્યાલકોટ આવ્યા વિચ્ચરી. ૯
મૂળરાજ શ્રાવક ત્યાં હતા, કૃપારામ [1] ભાણેજ તે થતા;
યોગ્ય જાણી દેતા ઉપદેશ, [2] ઓગણી એકમાં આપ્યો વેશ. ૧૦
પટીયાળા એમાં મુનિ જતા, ધર્મચંદ શ્રાવક ત્યાં હતા;
સંયમ યોગ્ય જાણી આપતા, રામનગર ચોમાસું જતાં. ૨૧

---

૧ કૃપારામના મામાની દીકરીના દીકરા એ રીતે ભાણેજ થતા.
૨ વિક્રમ સંવત ૧૯૦૧ માં દિક્ષા આપી...............

વેશ ઢુંઢક રિખનો ત્યાં હતો, અન્તર ભાવ અલગ વર્ત્તતો,
ધર્મજશ શ્રેષ્ટિ પરિવાર, પરિચયમાં આવે તે વાર ૧૨
બુટેરાવથી નિર્મળ બોધ, શુદ્ધ ધર્મની પામ્યા શોધ,
કુમતિ સર્વ કુટુમ્બની ગઇ, શ્રદ્ધા જિનપ્રતિમા પર થઈ ૧૩
કૃપારામ તે મુનિ પમાય, ધર્મરંગમાં દઢ જો ડાય,
શુદ્ધ ધર્મ નિજ અન્તર ધરે, થાપ્યું ઉપગારી મુનિવરે ૧૪
મનન કરિ શુદ્ધ તત્ત્વ રસાલ, ઓગણી ત્રણ વિક્રમની સાલ,
શિષ્ય સાથ શ્રદ્ધા શુદ્ધ થતા, સ્વયમેવ મુહપતિ ત્રોડતા ૧૫
ભાવદયા ધરિ દિલ મોજાર, બુટેરાય મુનિ તે વાર,
પ્રસિદ્ધ દેશ પંજાબે થાય, "દુર્લભ" જિન મતના અનુયાય ૧૬

---

## ઢાળ ત્રીજી.

નદી યમુનાકે તિરે ઉડે દોય પંખીયા — એ રાગ

નિસ્પૃહિ બુટેરાય મુનિ તપગચ્છ ભજ્યા, મુળચંદજી, પ્રેમચંદજી,
શિષ્યગુણી મળ્યા,
જાણું પંજાબનો ભાગ્ય ઉદય થયો આ પળે,
થાય પ્રકાશીત સુર્ય પ્રભા ઉદયા ચળે ( એ આકણી )
કુમત તિમિર જામેલ વિશેષ પંજાબમાં,
ખટકે પર ઉપગારી કૃપા નીધીધ્યાનમાં,
સ્થાન સ્થાન ઉપદેશ દઇ ગુરૂ વિચરે,
અહાર વિહારના દુષ્કર કષ્ટ સહન કરે ૨
ઢુંઢક મત રૂપ કાટાવાળા જોઇ ક્ષેત્રને,
સાફ કરે ગુરૂરાય ગમે તેવા નેત્રને,
ઉત્તમ ધર્મનું બિજ રોપે ત્યાં સ્થળે સ્થળે,
પરિસહ વેઠે અપાર કૃપાનીધી તે પળે ૩
જિન મતનું શુદ્ધ બિજ શ્રદ્ધાભવિ દિલ ભરી,
પુષ્કળ જિન પ્રતિમા પૂજક સ બ્યા કરી,

કરે પ્રશંસનિય કાર્ય ગુરૂજી કઠિન સમે,
દેશ પ્રસિદ્ધ બુટેરાય મુનિ ભવિ દિલરમે. ૪
એ ઉપગાર અમાપ પંજાબનિવાસીને,
ઉદ્ધર્યા કુમતથી કેઇ ફસાતા તપાસીને;
" દુર્લભ " એ શુભ યોગ ભવિ ભાગ્યે મળ્યો,
મનવાંચ્છિત સુરતરૂ પંજાબ વિષે ફળ્યો. ૫

---

## ઢાળ ચોથી.

( રંગ રસિયા રંગ રસ બન્યો મન મોહનજી—એ રાગ )

પુન્યવાન કૃપારામનું મનમોહનજી
થયું ભાગ્યદેવ જાગૃત મનડું મોહ્યું રે મનમોહનજી. ( એ ટેક )
પુણ્યાનુબંધી પુણ્યથી॥મ ૦॥ ગ્રહે ઉત્તમ સર્વ નિમિત્ત.॥મ ૦॥ ૧ ॥
કુમતિ સંગ છુટી ગયો ॥મ ૦॥ મળ્યા સદ્ગુરૂ પુન્ય પ્રભાવ. ॥ મ ૦॥
ગુણ નિષ્પન કર્યું નામને ॥મ ૦॥ ધરિ પૂર્ણ દયાળુ સ્વભાવ ॥મ ૦॥ ૨॥
ધર્મરૂચિ વધતા થકા ॥ મ ૦॥ પવિત્ર વિચાર પ્રભાવ. ॥ મ ૦॥
અભયદાન દેઇ જીવને ॥ મ ૦॥ ધરે સર્વથી મૈત્રીભાવ. ॥ મ ૦॥ ૩॥
પુદ્ગલિક સુખ તૃણવત્ ગણે॥મ ૦॥ થતા ઘટમાં જ્ઞાનપ્રકાશ. ॥ મ ૦॥
સંવેગ રંગ દિલરંગતા. ॥મ ૦॥ કરે મોહ સુભટનો નાશ. ॥મ ૦॥ ૪॥
સ્વપ્ન સમાન સંસારના ॥ મ ૦॥ વિદ્યુત્ત સમ સુખ ચલિત્ત. ॥ મ ૦॥
અનિત્ય પદાર્થ નિહાળતા. ॥મ ૦॥ ઉદ્વિગ્ન થયું તવ ચિત્ત. ॥મ ૦॥ ૫
વિનાશી ઉપભોગમાં ॥ મ ૦॥ નિરર્થક નરભવ જાય. ॥ મ ૦॥
ઇચ્છા કમિ થઇ તેહથી ॥ મ ૦॥ સાર્થક નરભવનું ચ્હાય. ॥મ ૦॥ ૬॥
સ્વાર્થ તત્પર સ્નેહિ સગા. ॥ મ ૦॥ જોતા જગજાળ અનિત્ય. ॥ મ ૦॥
નરભવ સફળ થવા હવે. ॥મ ૦॥ ધરે ધર્મ આરાધન ચિત્ત. ॥મ ૦॥ ૭॥
કામ કર્યું દુકાનમાં. ॥ મ ૦॥ બે વરસ દઇ બહુ લક્ષ. ॥ મ ૦॥
કમિ થાય દિલ જામતા. ॥ મ ૦॥ શુદ્ધ જ્ઞાન વૈરાગ્યનો પક્ષ. ॥મ ૦॥ ૮
વિક્રમ ઓગણી પાંચમાં. ॥ મ ૦॥ વધતા શુભ અધ્યવસાય. ॥ મ ૦॥

માતપિતાને વિનવે ॥ મ ૦॥ સયમ લેવા ગુરૂરાય. ॥ મ ૦॥ ૯॥
જાણી વિલબ જવાબમા ॥ મ ૦॥ કેટલાક ગ્રહિ વૃત્ત નેમ ॥ મ ૦॥
ઉદ્વિગ્ન ચિત્તે સસારમા ॥મ૦॥ રહેતા જળકમળની જેમ ॥મ૦॥ ૧૦॥
આરભવાળા કાર્યમા ॥ મ૦ ॥ કમિ ગખતા કાયમ ધ્યાન ॥ મ૦ ॥
સદ્વિચાર નિત્ય સેવતા ॥ મ૦ ॥ ગ્રહિ ઘટમા નિર્મળ જ્ઞાન ॥ મ૦ ॥ ૧૧
સ્ત્રી સસાર વૃદ્ધિ કરે ॥ મ૦ ॥ વળી નરક દ્વાર નિમિત્ત ॥ મ૦ ॥
સબધ ફરીને જોડવા ॥ મ૦ ॥ દિયે નહિ જાણી ચિત્ત ॥ મ૦ ॥ ૧૨
પ્રીતિ હતી મૂળથી ઘણી॥ મ૦ ॥ વ્યાકરણ પઠનમા ખાસ ॥ મ૦ ॥
પચસધિ સુધી કર્યો ॥ મ૦ ॥ સસારીપણે અભ્યાસ ॥ મ૦ ॥ ૧૩
કુટુમ્બ વર્ગ સમજાવીને ॥મ૦ ॥ નિવયે અનુમતિ પામેલ ॥ મ૦ ॥
બે વરસે તત્પર થયા ॥ મ૦ ॥ સસારની તજવા જેલ ॥ મ૦ ॥ ૧૪
કલેષી સ્ત્રી દારિદ્રતા ॥ મ૦ ॥ ગુજરાન ના સાસા હોય ॥ મ૦ ॥
પ્રતિકૂળ સયોગો બધા ॥મ૦ ॥ વૈરાગ્ય લ્યે વિરલા કોય ॥ મ૦ ॥ ૧૫
દુખ ગર્ભિત ગણાય એ ॥ મ૦ ॥ પણ ગર્ભશ્રીમન્ત કૃપાગમ ॥ મ૦ ॥
અનુકુળ સયોગો બધા ॥ મ૦ ॥ હતા હામ દામ ને ઠામ ॥ મ૦ ॥ ૧૬
જન્મ થકી સસારમા ॥ મ૦ ॥ દેવેદ્રો કરતા સેવ ॥ મ૦ ॥
તોપણ તૃણવત્ માનીને ॥ મ૦ ॥ તજતા દેવાધિદેવ ॥ મ૦ ॥ ૧૭
ચક્રવૃત્તિ ખટ ખડને ॥ મ૦ ॥ તજ્યા રાજ્ય રીદ્ધિ પરિવાર ॥ મ૦ ॥
શાશ્વત સુખ ભોકતા થયા ॥ મ૦ ॥ દષ્ટાન્ત ગ્રહે મનોહાર ॥ મ૦ ॥ ૧૮
ભવભીરૂ કૃપારામનો ॥ મ૦ ॥ હતો જ્ઞાન ગર્ભિત્ત વૈરાગ્ય ॥ મ૦ ॥
"દુર્લભ" પચમ કાળમા ॥મ૦॥ ગ્રહે જન્મગુરૂ ભવિ ભાગ્ય ॥ મ૦॥૧૯

---

## ઢાળ પાંચમી

(મવત્ત એક અ' લત્તરે રે, જાનડ રાનો ઉદ્ધાર—એ રાગ)

આજ્ઞા પામે વડિલની રે, ભવભીરૂ કૃપારામ,
વિષમ સ્વરૂપ સંસારનુ રે, દષ્ટિ ચડેલુ તામ હો ગુરૂજી ૧
ધારિ હ્રદય શુભ ભાવને રે, ગ્રહવા ભવજલ નાવને રે,
તત્પર થાય દયાલ વ્હાલા રે રાગ તત્પર થાય દયાલ (એ આકણી)

પ્રસિદ્ધ મુનિ બુટેરાયનો રે, જાણી દિલ્લી મુકામ;
પત્ર લખી આપે પિતા રે, ગુરૂજી ઉપર આમ. હો ગુરૂજી ૨
દિક્ષા ખુશીથી આપજો રે, વિતતા ચાતુરમાસ;
ગૃહસ્થ વેશે રાખી ત્યાંસુધી રે, કરાવજો અભ્યાસ. હો ગુરૂજી૦ ૩
માશીયાઈ ભાઇ કૃપારામનો રે, સાથમાં નોકર એક;
સોંપી પ્રયાણ કરાવતા રે, શુભ મુહુર્ત સુવિવેક. હો ગુરૂજી૦ ૪
સર્વ કુટુમ્બ વળાવવા રે, મળતા નગરને દ્વાર;
હર્ષ સહિત વિખુટા પડ્યા રે, ઘટ વૈરાગ્ય વિચાર. હો ગુરૂજી૦ ૫
ગુરૂ ચરણે આવી અને રે, ગૃહસ્થ વેશે રહ્યા તામ;
દોઢ માસ અભ્યાસમાં રે, વિતાવતા કૃપારામ. હો ગુરૂજી૦ ૬
દેદિપ્યમાન વૈરાગ્યને રે, યોગ્ય જાણી ગુરૂરાય;
વિઘ્ન નડે શુભ કામમાં રે, જાણી તુરત સજ્જ થાય. હો ગુરૂજી૦ ૭
અશાડ શુકલ તૃયોદશી રે, વિક્રમ ઓગણી આઠ;
શુભ મુહુર્ત આવ્યે થકે રે, આવતા ધરિ બહુ ઠાઠ. હો ગુરૂજી૦ ૮
વસ્ત્રાલંકાર તજી અને રે, ઉપકારી ગુરૂ પાસ;
પંચમહાવૃત ઉચ્ચર્યા રે, ધરતા અતિ ઉલ્લાસ. હો ગુરૂજી૦ ૯
આગાર તજી અણગાર થ્યારે, હરષ હૃદય ઉભરાય;
અવિરતી ભાવ ઉચ્છેદતારે, ધર્મવૃદ્ધિ દિલ ચ્હાય. હો ગુરૂજી૦ ૧૦
ધર્મ વૃદ્ધિરૂપ ધારણારે, જાણતા ગુરૂજી તામ;
ગુણ નિષ્પન તેહથી ઠવેરે, વૃદ્ધિચંદ મુનિ નામ. હો ગુરૂજી૦ ૧૧
ધર્મ વૃદ્ધિ આગળ જતારે, કિધી આત્મ પ્રયત્ન,
સાફલ્યતા કરિ નામનીરે, થાતા ગુણ નિષ્પન. હો ગુરૂજી. ૧૨
વિલંબ છતા દિક્ષા દિયેરે, સારા માટે ગુરૂરાય;
ભવિતવ્યતા હોય જેહવીરે, બુદ્ધિ એહવી થાય. હો ગુરૂજી૦ ૧૩
વડિલ બન્ધુ કૃપારામનારે, વ્યતિત્ત થતા બે માસ;
સિધાવ્યા પરલોકમાંરે, વિઘ્ન નડત એ ખાસ. હો ગુરૂજી૦ ૧૪
વિલંબ નહિં શુભ કામનીરે, કાલનું કરિલ્યો આજ;
યોગ્ય વચન એ જ્ઞાનીનારે, સદદ હુવા શુભ કાજ. હો ગુરૂજી૦ ૧૫

પ્રથમ ચોમાસું દિલ્લિમાંરે, ગુરૂજી સગાથે થાય,
આદ્ય શક્તિ તિક્ષણ મત્તિરે, પામ્યા જ્ઞાન પસાય હો ગુરૂજી० ૧૬
સાધુ ક્રિયા સુત્રો કંઠેરે, પ્રથમ વૃત્તિ કરે ત્યાય.
દશ વૈકાળીક અર્થ સહુરે, વાચતા ગુરૂજી પસાય હો ગુરૂજી० ૧૭
ચાતુરમાસ પૂરણ થયેરે, કરતા તીહાંથી વિહાર
" દુર્લભ, પચમ કાળમાંરે, કરવા અતિ ઉપકાર હો ગુરૂજી० ૧૮

ઇતિ શ્રી પ્રથમ પરિચ્છેદ સમાપ્ત



# પ્રથમ પરિચ્છેદ ઉપસંહાર.

---

( હવે અવસર જાણી કરીને સમતાનુ નગર એ રાગ )

એ ચરિત્ર નાયકને, જન્મસ્થાન પરિવાર,
શિશુ વયથી મગલના, વિનય ગુણ સુવિચાર,
વ્યવહાર કુશળતા, નિમિત્ત મળ્યા મનોહાર,
સદ્ગુરૂ સયોગ થયો, પૂરવ પુન્ય આધાર ૧

પુન્યવત્ત પસાયે, કુમતિ કુટુમ્બની જાય,
જગલમા મગલ, ભાગ્યવત્તને થાય,
વૈરાગ્ય વાસના, ધારી હ્યા શુભ ચિત્ત,
અઠ્ઠાવીસે વરસ તે, આજ્ઞા વહિલ નિમિત્ત ૨

ભળ પદ્ધની પરે, ત્યાગ કરિ ગુરૂરાય,
આજ્ઞા અદિ તાતની, ગુરૂજી પાસે જાય,
અભ્યાસ વધારી. તજી સસારની જેલ,
દિક્ષા લઈ હિતી, પુન્યવત પાળેલ ૩

રૂચિ ધર્મ વૃદ્ધિની, ધન્ના અનગાર માય,
સ્થાપે વૃદ્ધિચંદ મુનિ, નામ તેહ ગુરૂરાય,

રહિ ચાતુર્માસ ત્યાં, સદ્દગુરૂને સુપસાય;
અભ્યાસ વધારતા, વખત વિહારનો થાય. ૪
પ્રથમ પરિચ્છેદે, વર્ણવ્યો એ અધિકાર;
એ ચરિત્ર નાયકના, ગુણ ગંભીર ઉદ્ધાર;
ગાથા ચુમ્મોત્તરે, મનન કરો શુભ સાર;
"દુર્લભ" નર ભવને, સફળ કરો સુવિચાર. ૫

## અથ દ્વિતીય પરિચ્છેદ.

### દોહરા.

તિર્થપતિ ત્રેવીશમાં, પ્રણમું પાર્શ્વ જીનંદ;
વિચરતા ગુરૂ સાથમાં, આગળ મુનિ વૃદ્ધિચંદ. ૧

### ઢાળ પહેલી.

( નવો વેશ રચે તેણી વેળા......એ રાગ. )

સર્વજ્ઞ તણે ફરમાન, ચોમાસું ગાળે એક સ્થાન;
પછી સ્થવિર કલ્પિ અણગાર, નવ કલ્પી કરે વિહાર. ( એ ટેક. )
ગુરૂ સાથ વિહારમાં ફરતા, જયપુર આવ્યા વિચરતા;
બીજું ચાતુર્માસ ત્યાં થાય, ઓગણી નવ વિક્રમ સાંય. ૨
હતા સાથમાં બે ગુરૂ ભાય, ચાતુર્માસમાં એકદિ જાય;
સાંગાનેર નજીકમાં ત્યાંય, દરિસન નિમિત્તે મુનિરાય. ૩
રાતવાસો રહ્યા તે ઠામ, બુટેરાય મુનિ પગે તામ;
એકાએક વ્યાધિ થઇ જાવે, તળે ફોડલા ઉપડી આવે. ૪
થઇ શક્તિ મંદ ચાલવાની, ધીમે ધીમે ચાલ્યા તોય જ્ઞાની;
સાંગાનેર જયપુરની મધ્ય, નદી ઉતરવા થયા અશકય. ૫
સુરજમલ્લ આદિ ત્યાંય, શ્રાવકો ત્રણે મુનિરાય;
તેડી લઇ સરિતા ઉતારે, વૃદ્ધિચંદ મુનિ તે વારે. ૬

પરાક્રમ બતાવતા ભારી, ગુરૂ ભક્તિ કરી ઘણી સારી,
સજ્જન સંગત્તિના પ્રભાવે, શક્તિ કંઈ વ્યક્ત બતાવે ૭
હિરાચંદજી યતિ વિદ્વાન, જયપુર હતુ તમ સ્થાન,
બુટેરાય તણો દ્રઢ રાગી, સાથે જોયા મુનિવર ભાગી ૮
પુણ્યવત્તની આકૃત્તિ જોય, અનુપમ મધૂરતા હોય,
અમૃત તુલ્ય જોનારને લાગે, ભાગ્યવત્ત પુરૂષ બહુ ભાગે ૯
પ્રીતિ પૂર્ણ યતિ મન થાય, જોતા વૃદ્ધિચંદ મુનિરાય,
ઇચ્છા તાસ ભણાવવા થાય, આજ્ઞા આપે મુનિ બુટેરાય ૧૦
વ્યાકરણ તણો અભ્યાસ, ગુરૂ આજ્ઞા પામી યતિ પાસ,
ચલવે આગળ મુનિરાય, પરચુરણ બીજો થાય ૧૧
કર્યો એહ રિતે અભ્યાસ, થયુ પૂરણ ચાતુર્માસ,
વિહાર તૈયારી થાય, "દુર્લભ" ગુણ આગળ ગાય ૧૨

---

## ઢાળ બીજી.

( પેલે ભવે એક ગામનો રે, રાય નામે નય સાર—એ રાગ )

કીશનગઢ થઈ આવતા રે, જયપુરથી અજમેર,
નાગોર આવતા ત્યાં થઇ રે, સાભળ્યુ વિકાનેર—
મુનિશ્વર કરતા પરમ ઉપગાર, જાણીયે ચરિત્ર આધાર
મુનિશ્વર૦ ( એ આંકણી. )
વિકાનેરના શ્રાવકો રે, નાગોરમા મુનિ પાસ,
આવી વાંદી અરજ કરેરે, આવવા ચાતુર્માસ મુ૦ ૨
સિદ્ધાચલજી ભેટવારે, અભિલાષા અત્યંત,
થઇ હતી મુનિરાજનીરે, નિમિત્ત,પડાવે કેર મુ૦ ૩
વા પરમા આવવા થકીરે, વૃદ્ધિચંદજી મુનિરાય
તે વખતે ત્યા પહોચવા રે, તે તો અશક્ત જણાય મુ૦ ૪
કુદરત બળે જુદા પડ્યા રે, નાગોરથી ગુરૂ ભાય
ગુરૂ મહિત્ત વૃદ્ધિચંદ મુનિ રે, વિકાનેરમા જાય મુનિ૦ ૫

વિંકાનેરના શ્રાવકો રે, ઉલસીત થાય અપાર;
ચોમાસું મુનિ આવતા રે, ઓગણી દશ મોઝાર. મુનિ૦ ૬
ગુરૂ આજ્ઞા જંઘા બળે રે, મુળચંદજી મુનિરાય;
ચાતુર્માસ સિદ્ધાચળે રે, ગુર્જર પર થઈ જાય. મુનિ૦ ૭
પ્રેમચંદજી મુનિરાયનું રે, નાગોર થાય ચોમાસ;
ઉતરા અવસ્થાએ કિધારે, વૃદ્ધિચંદ મુનિ સ્થિરવાસ. મુનિ૦ ૮
તેવાનું મૂળ આંહીથી રે, આ વરસે રોપાય;
પૂર્વોપાર્જિત્ત કર્મથી રે, મહાન્ નરો ન મૂકાય. મુનિ૦ ૯
પ્રસિદ્ધ મુનિ બુટેરાયજી રે, મરૂ ભૂમિ મોઝાર;
પ્રખ્યાતિ પામ્યા અતિ રે, સ્થળે સ્થળે સત્કાર. મુનિ૦ ૧૦
તપગચ્છ મુનિ વેષમાં રે, કેટલીક શાસ્ત્ર આધાર;
થાય પ્રમાણ આ સમયમાં રે, મરૂ ભૂમિ મોઝાર. મુનિ૦ ૧૧
તપગચ્છિ મુનિરાયનો રે, બીલકુલ જ્યાં ન વિહાર;
ખરતર ગચ્છિ યતિ સાધવી રે, તેનો વિશેષ પ્રચાર. મુનિ૦ ૧૨
પ્રવૃત્તિ કેટલી ઈહા રે, તપગચ્છ અનુસરી થાય;
કેટલીક ક્રિયા ખરતર ગચ્છિ રે, પરિચયથી પરખાય. મુનિ૦ ૧૩
સતાવીસો ઓસવાળના રે, ઘર હતા વિંકાનેર;
ઢુંઢીઆ અરધમાં શ્રાવકો રે! પેખે મુનિ આ શહેર. મુનિ૦ ૧૪
યતિ સંખ્યા ઉપાશ્રયો રે, પુષ્કળ હોય આ વાર;
શ્રાવકપણું ટકી રહ્યું રે, એટલું એ આધાર. મુનિ૦ ૧૫
વિહાર ચાતુર્માસમાં રે, શરૂ હતો અભ્યાસ;
બોલ વિચારને સાંભળી રે, અનુભવ કરે ગુરૂ પાસ. મુનિ૦ ૧૬
સિદ્ધાંતો ગ્રંથ કુંચીયો રે, સમજાવે ગુરૂરાય;
વૃદ્ધિચંદ મુનિરાયને રે, વાંચવા સરલ તે થાય. મુનિ૦ ૧૭
રતનચંદ રિખ એહવે રે, ઢુંઢીયાના પુજ્ય પાદ;
પ્રતિમા સંબંધી બુટેરાયથી રે, કરવાને સંવાદ. મુનિ૦ ૧૮
અજમેરના શંઘને કરિ રે, ચાતુર્માસમાં વાત;
જણાવતા ગુરૂરાયને રે, વિંકાનેર અવદાત. મુનિ૦ ૧૯

આવતા સુધી રોકજો રે, રિખ ને કરવા સ વાદ,
જવાબ અજમેર શ ઘને રે, તુર્ત લખે પુજ્યપાદ મુનિ૦ ૨૦
તેરા પ થ ખ ડન તણી રે, ચરચા તણી લેઇ પ્રત્ત,
* કર્તા રતનચ દ રિખની રે, નાગોરથી લઇ તુર્ત મુનિ૦ ૨૧
ચોમાસુ ઉતર્યે આવતા રે, અજમેરમા ગુરૂરાય,
તેનાજ વાક્ય વડે તેનુ રે, ખ ડન કરવા ન્હાય મુનિ૦ ૨૨
રતનચ દ રિખ સાભળી રે, ગણી જાયે પોબાર,
સુર્ય પાસે કહો કયાસુધી રે, ટકી રેહે અ ધકાર મુનિ૦ ૨૩
જાણ્યા છતા નિજ હાથમા રે, દિપક ગ્રહી પટકાય,
"દુર્લભ" નરભવ હારતા રે, હાસીપાત્ર તે થાય મુનિ૦ ૨૪

---

## ઢાળ–ત્રીજી.

( નયર માહણ કુડમા વસેરે મહારિદ્ધી રિખભદત્ત નામ એ રાગ )

ચરચા સબ ધી કાર્યનીરે, તીહા આવ ગઈ રોકાણ
તિર્થાધિરાજ સિદ્ધાચળેજે, હવે ભેટવાને જગભાણુ ( ૨ ) ૧
( એ આકણી )
પુર્વની વાન્છા પ્રગટતારે, ગુરૂ ધ્યાન તિહા ખેચા
એવામા અજમેરથીરે, શ ઘ કાઢીને એકબાય ( ૨ ) ૨
કેશરીયાજી યાત્રનીરે, ગુરૂરાયને વિનતી કિધ,
સ્વિકારી અતિ આગ્રહેજે, સ ઘ સાથે પ થ એ લિધ ( ૨ ) ૩
ઉદયપુરમા આવતાજે, સત્કાર સરસ ત્યા થાય,
ખરતર ગચ્છિયતિ આગ્રહેજે, નિજ ઉપાશ્રયે લહિ જાય (૨) ૪
આગ્રહ ચાતુર્માસનોરે, જોરાવરમલ્લ કરે આય,
ઇચ્છા સિદ્ધગિરિ ભેટવારે, તેથી સ્વિકાર ન થાય ( ૨ ) ૫
ભેટે કેશરિયાનાથનેરે, શ ઘ સાથે જઇ ગુરૂરાય,
ઇલોલથી ગુજરાતનોરે, બીજો શ ઘ આવેલો આય ( ૨ ) ૬

---

* બનાવનાર–રતનચ દ રિખનીજપ્રત–(તેરાપ થ ખ ડનની )

બેચરદાસ માનચંદનોરે, શંઘ પાછો વળ્યે ગુરૂરાય;
સાથે આવી ઇલોલમાંરે, પ્રાંત્તિજ તીંહાથી જાય. ( ૨ ) ૭
નેમસાગરજીના ચેલારે, મળ્યા કપુરસાગરજી આંય;
કેઇક બાબત ચરચા થતારે, પરાસ્ત્ત કરે ગુરૂરાય. ( ૨ ) ૮
રાગી પ્રાંત્તિજના શ્રાવકોરે, થઇ પામે પૂરણ આલ્હાદ;
ગુરૂસહિત વૃદ્ધિચંદ મુનિરે, ત્યાંથી આવતા અમદાવાદ.(૨) ૯
ઉતર્યા હઠીભાઇ વાડીયેરે, જિનદરિસને શહેરમાં જાય;
મળ્યા અજાણ્યા માર્ગમાંરે; મુનિરાજને હેમાભાય. (૨) ૧૦
સાધારણ મુનિ ધારતારે, નોતી પ્રથમની કાંઇ પીછાન;
પરિચય ન થયો વાટમાંરે, પાછળથી ખેંચાર્યું ધ્યાન. (૨) ૧૧
ગુજરાતમાં આવતા મુનિરે, અગાઉથી વિનયવાન;
જ્ઞાન વૈરાગ્ય ગુણ આદિનીરે, પ્રશંસા સહિત પિછાન. (૨) ૧૨
શ્રીમંત વડા અજમેરનારે, લખે લુણીયાગજ્જરમલ્લ;
અમદાવાદનિજ પેઢીયેરે, તે જાણવા ચત્તરમલ્લ. ( ૨ ) ૧૩
કહેલ હેમાભાઇ શેઠનેરે, ચત્તરમલજીયે વૃત્તાંત;
શુભ આકૃત્તિ સમભાવાદિરે, વિચારતા સાંભરી વાત. (૨) ૧૪
પોતે જોયેલ મુનિ એહશેરે, કરે કલ્પના હેમાભાય;
ઉજમબાઇ ધર્મશાળમાંરે, પહોંચતા મન ચોક્કસ થાય. ૧૫
માણસ મોકલ્યું વાડીયેરે, તેડીલાવવા એ મુનિરાય;
છેટું પડે બહુ શહેરથીરે, ધારી આવ્યા ગુરૂજી આંય. (૨) ૧૬
દાનવિમળ મુનિવાંચતારે, વ્યાખ્યાન તે વખતે આંય;
પંજાબી મુનિરાયનોરે, શેઠને પરિચય ઇંહા થાય. (૨) ૧૭
સ્હેજે વાત ત્યાં ચાલતારે, થયો શેઠને પૂર્ણ આલ્હાદ,
ગુણીના ગુણ ગુણગ્રાહિનેરે, અમૃત સમ આપે સ્વાદ (૨) ૧૮
સૌભાગ્યવિજય પન્યાસનારે, વ્યાખ્યાનમાં ડેલે જાય;
બીજે દિવસ એ મુનિનારે, સમાચાર દે હેમાભાય. ( ૨ ) ૧૯
જ્ઞાનવાન ગુણી સાંભળીરે, પંજાબી બે મુનિરાય;
માણસ તેડવા મોકલ્યું રે, સૌભાગ્યવિજયજીએ આંય. ( ૨ ) ૨૦

ગુરૂસહિત વૃદ્ધિગઢ મુનિરે, આવતા કિધો સત્કાર,
"દુર્લભ" પરિચયે સર્વનેરે, સંતુષ્ટ કર્યા તે વાર (૨) ૨૧

---

## ઢાળ ચોથી.

( ધન ધન તે જગ પ્રાણીયા મન મોહનમેરે એ રાગ )

શેઠ હેમાભાઇને હવે મન મોહનમેરે
પરજાણી મુનિરાય મનમોહનમેરે
ઇચ્છા જણાવે પૂર્વની મનમોહનમેરે

ભેટવા સિદ્ધગિરિરાય, મનમોહનમેરે ૧ ( એ આકણી )
કેશરી શંઘ ગટાતણો ॥ મ ૦॥ શંઘ એ વખતે જાય ॥ મ ૦॥
મોટી મજલે તુરતમા, ॥ મ ૦॥ ભેટવા સિદ્ધગિરિરાય ॥ મ ૦॥ ૨
કરતા ભળામણુ રૂબરૂ, ॥ મ ૦॥ બોલાવીને હેમાભાય, ॥ મ ૦॥
શંઘવી કહે ડોળી બેસવા, ॥ મ ૦॥ વૃદ્ધ જાણી ગુરૂરાય ॥ મ ૦॥ ૩
અનાવશ્યકતા ડોળીની, ॥ મ ૦॥ જણાવતા ગુરૂરાય, ॥ મ ૦॥
મોટી મજલે પણુ ચાલવા, ॥ મ ૦॥ રૂચી જણાવતા જાય ॥ મ ૦॥ ૪
આઠ દિવસમા પહોચતા, ॥ મ ૦॥ શંઘ સહિત ગુરૂરાય, ॥ મ ૦॥
ચૈત્ર શુકલ તૃયોદશી, ॥ મ ૦॥ પાદલિપ્ત પૂરમાય ॥ મ ૦॥ ૫
તિર્થાધિરાજને ફરસતા, ॥ મ ૦॥ બીજે દિવસ ગુરૂરાય, ॥ મ ૦॥
ભેટયા આદિજીનદને, ॥ મ ૦॥ આનન્દ અંગ ન માય ॥ મ ૦॥ ૬
ઢુંઢક મતિ દુર્ભાગ્યનો, ॥ મ ૦॥ આવતા મન વિચાર, ॥ મ ૦॥
ખિન્ન થયા કાંઇક ચિત્તમા, ॥ મ ૦॥ ભાવ દયા ભંડાર ॥ મ ૦॥ ૭
તિર્થંકર અને ગણધરે, ॥ મ ૦॥ પાવન ભૂમિ કરેલ, ॥ મ ૦॥
અનંત મુનિ આ તિર્થમાં, ॥ મ ૦॥ સીદ્ધિપદને વરેલ ॥ મ ૦॥ ૮
અઢળક દ્રવ્યને ખરચતા, ॥ મ ૦॥ પૂરવ પુન્યે પામેલ, ॥ મ ૦॥
અનેક શ્રાવકોએ તીર્થમા, ॥ મ ૦॥ નામના અમર કરેલ ॥ મ ૦॥ ૯
આવા ઉત્તમ તિર્થના, ॥ મ ૦॥ દર્શન વિમૂખ રહેલ, ॥ મ ૦॥
અવિચારી કુગુરૂ પ્રેરવ્યા, ॥ મ ૦॥ તાબે કઇક થયેલ ॥ મ ૦॥ ૧૦

ખામી તેહુના ભાગ્યની, ॥ મ ૦॥ વિચારતા ગુરૂરાય; ॥ મ ૦॥
છતી સામગ્રીયે પામતા, ॥ મ ૦॥ દરિસનનો અંતરાય. ॥ મ ૦॥ ૧૧
સ્તુતિ સ્તવનાદિ કરિ, ॥ મ ૦॥ જિન સન્મુખ ગુરૂરાય; ॥ મ ૦॥
ધન્ય માને નિજ આત્મને, ॥ મ ૦॥ ઉતરતા ગિરિરાય. ॥ મ ૦॥ ૧૨
એક દિવસ શંઘ સાથમાં, ॥ મ ૦॥ રહિ અને ગુરૂરાય; ॥ મ ૦॥
જોરાવરમલ્લજીતણી, ॥ મ ૦॥ ધર્મશાળામાં જાય. ॥ મ ૦॥ ૧૩
મુનિ પ્રેમચંદજી અગાઉથી, ॥ મ ૦॥ આવી રહેલા આંય; ॥ મ ૦॥
[1]મોતીકડીયામાં હતા, મુળચંદજી મુનિરાય. ॥ મ ૦॥ ૧૪
સંવેગી મુનિની સંખ્યા, ॥ મ ૦॥ અલ્પ એ વખતમાં આંય; ॥ મ ૦॥
પરિચય શ્રાવકને તેથી, ॥ મ ૦॥ તદન્ન અલ્પ જણાય. ॥ મ ૦॥ ૧૫
યતિઓની સંખ્યા ઘણી, ॥ મ ૦॥ એહ સમયમાં આંય; ॥ મ ૦॥
શ્રાવક વર્ગ રાગી થતા ॥મ૦॥ જોર વિશેષ જણાય ॥મ૦॥ ૧૬
ગુરૂપણું માનતા તેહમાં ॥મ૦॥ મુગ્ધ શ્રાવક ભરમાય ॥મ૦॥
સુધર્મા સ્વામિની ગાદીના ॥મ૦॥ અધિપતી તરિકે પુંજાય ॥મ૦॥ ૧૭
વિચારશુન્યતાને લિધે ॥મ૦॥ ગુણની નમળે પિછાન ॥મ૦॥
વંદનિક માત્ર વેશજ હતો ॥મ૦॥ એ વખતે આ સ્થાન ॥મ૦॥ ૧૮
સ્વપ્ના આદર સત્કારના ॥મ૦॥ અગવડે પાણી ને અહાર ॥મ૦॥
આવી અડચણ દેખતા ॥મ૦॥ કરવા ધારિ વિહાર ॥મ૦॥ ૧૯
જણાવતા ગુરૂરાયને ૦॥મ૦॥ વૃદ્ધિચંદજી મુનિરાય ॥મ૦॥
“ દુર્લભ ” અવસર દેખતા ॥મ૦॥ આજ્ઞા આપે ગુરૂરાય ॥મ૦॥ ૨૦

---

## ઢાળ પાંચમી.

(પૃથ્વિ પાણી તેઉરે, વાયુ વનસ્પતિ એ રાગ)

પ્રેમચંદજી સહિતરે, વૃદ્ધિચંદજી મુનિ, ગુરૂઆણા ગ્રહિ વિચર્યાએ;
ચાતુર્માસને યોગ્યરે, ક્ષેત્ર જણાવવા. વળાવતા ગુરૂ ઉચ્ચર્યાએ. ૧
( એ આંકણી )
તળાજા, ત્રાપજરે, થઇ ગોઘે ગયા, બે દિવસ તિંહા રહ્યાએ;
વિચરતા ગુરૂરાયરે, તિંહા થકી હવે, ભાવનગર, માંહે ગયાએ. ૨

---

૧. મોતિકડિયાની ધર્મશાળામાં.

ધર્મશાળા ખુશાલરે, વિજ્યાના નામથી, ઓળખાતી તિહા ઉત્તર્યા એ;
બહોળો શ્રાવક સમુદાયરે, અહિં પણ દેખતા, યતિઓના રાગે ભર્યોએ ૩
ધર્મ તણા રાખનારરે, ગોરજી તે સમે, કેટલાએક એમ માનતાએ,
શ્રષ્ટ આચાર વિચારેરે, યતિયો વરતતા, મ દ મહાવૃતમા હતા એ. ૪
ગુરૂ શબ્દનો અપભ્ર શરે, કરિ ઓળખાવતા, યતિઓ ગોરજી નામથી એ,
રાગી થવા મુગ્ધ લોક રે, ત ત્ર ચલાવતા, વૈદક મ ત્રના કામથી એ ૫
લાભકર્તા થઇ જાત રે, રહિ દ્રઢ નિશ્ચયે, વર્તન રહેત સુધારતા એ,
જૈન પ ડિત કહેવાત રે, જ્ઞાન, ઉદ્યમ થકી, યતિ અગાઉ વિચારતા એ ૬
જ્ઞાન માહે પણ મ દ રે, સમજણવિણ રહિ, વર્તન અયોગ્ય ચલાવતા એ,
સડો વધી જતા એમરે, યતિ મહાવૃત થકી, કઇક બાબતમા શિથીલ થતાએ. ૭
દ્રઢતા થતા મન દૂર રે, ઉપરી તેહના, કાઇ ઉપાય ન યોજતા એ,
કનિષ્ટ સ્થિતિ દેખાય રે, હાલમા તેહની, એહ કારણથી શોધતા એ ૮
શ્રાવક બહેચરદાસ રે, ભાવનગર તણા, પાલીતાણે મહારાજને એ,
મળતા પરિક્ષા પડેલ રે, ગુરૂ ગુણની તિહા, પ્રશ સતા તસ કાજને એ ૯
આવ્યા જાણી એહ રે, અહિ આગળ મુનિ, આન દિત અતિ થતા એ,
રહેવા શેઠને ડેલે રે, અતિ આગ્રહ કરિ, મુનિરાજને લહિ ગયા એ ૧૦
વાચતા અહિ વ્યાખ્યાન રે, પ્રેમચ દજી મુનિ, લોક ઘણા ખુશી થતા એ,
સાધારણ વાત ચિત્તોરે, મુનિ વૃદ્ધિચ દજી, શ્રાવકને પ્રતિબોધતા એ ૧૧
આકર્ષણ અતિ થાતા રે, સુધરતા સ્થિતિ, જણાવતા ગુરૂરાયને એ,
ચાતુર્માસને યોગ્ય રે, ક્ષેત્ર જણાય એ, ચાહે છે આપ પસાયને એ ૧૨
પધારતા ગુરૂરાય રે, જાણી શ્રાવકો, કરતા સરસ સત્કારને એ,
રંજીત શ્રાવક થાય રે, શુદ્ધ પ્રરૂપણા, પેખી આચાર વિચારને એ ૧૩
રાગ થયો કાઇક મ દ રે, યતિઓ ઉપરનો, નિસ્પૃહિ ગુરૂ પરિચય થતા એ,
અંત્તર સુજ્યો અપાર રે યતિ, અને મુનિ વચ્ચે, શુદ્ધ મહાવૃત્ત પેખતા એ. ૧૪
બે શિષ્યો સ ગાથ રે, મુનિ બુટેરાયજી, ચાતુર્માસ અહિ કરે એ,
વિક્રમ ઓગણી અગ્યારે રે, ભાવનગર રહિ, કેઇક અજ્ઞાનથી ઉદ્ધરે એ. ૧૫
અભ્યાસ કરવા કાજ રે, મુનિ મુળચ દજી, અખેચ દજી યતિકને એ,
ચોમાસુ રહે સિદ્ધક્ષેત્ર રે, પરિચયે શ્રાવકો, કોઈ કોઇ રાગી બને એ. ૧૬

શિષ્યો બે સંગાથ રે, મુનિ બુટેરાયજી, ચાતુર્માસ પૂરણ થતા એ;
ભાવનગરથી વિહાર રે, કરિ સિદ્ધક્ષેત્રમાં, ફરી યાત્રા માટે જતા એ. ૧૭
પ્રેમચંદજી મુનિ સાથ રે, વૃદ્ધિચંદજી મુનિ, આજ્ઞાગ્રહિગુરૂ રાજની એ;
રૈવતાચળ ભણી જાય રે, યાત્રા કારણે, શ્યામ સુંદર જિનરાજની એ. ૧૮
કેટલાક દિન્ન રહિ આંઇ રે, મુનિ બુટેરાયજી, બોટાદ લિંબડી તરફ જતા એ;
મુનિ મુળચંદજી સાથે રે, "દુર્લભ" પરિચયે, ભવિને ઉપગારીથતાએ. ૧૯

---

## ઢાળ છઠ્ઠી.

( ક્રોધ, લોભ, ભય, હાસ્યથીજી રે. બોલ્યા વચન અસત્ય. એ રાગ )

રૈવતગિરિ વાટે જતાજી રે, પ્રેમચંદજી મુનિરાય;
ખરતરગચ્છ ક્રિયા આવશ્યકેજી રે, કરવા શ્રદ્ધા જણાય;
હો ગુરૂજી રે, શાસનના શિણગાર, ભવજલ તારણહાર. હો ગુરૂજી૦ ૧
( એ આંકણી. )

ગુરૂ મહારાજ સંગાથમાંજી રે, નિર્ણીત થયેલ નિદાન;
તપગચ્છ ક્રિયા વૃદ્ધિચંદ મુનિજી રે, કરવા શ્રદ્ધાવાન. હો ગુરૂજી૦ ૨
એ વાંધે જુદા પડ્યાજી રે, અધ વચ્ચથી ગુરૂ ભાય;
ક્ષેત્ર અજાણ્યા દેશમાંજી રે, મુશ્કેલી અતિ થાય. હો ગુરૂજી૦ ૩
વાટ પુછતા પહોંચતાજી રે, વૃદ્ધિચંદ મુનિ ગિરનાર;
રાજનગરના શંઘનોજી રે, થયેલ પડાવ તે વાર. હો ગુરૂજી૦ ૫
કેવળવિજય તિલકવિજયજી રે, શંઘમાં બે મુનિરાય;
અહાર પાણી કરિ સાથમાંજીરે, વૃદ્ધિચંદ મુનિ રહ્યા આંય. હો ગુરૂજી. ૫
કરતા ખોળ ગુરૂભાયનીજી રે, પ્રેમચંદજી મુનિરાય;
આવી સાથે ઉતર્યાજીરે, તેજ દિવસે આંય. હો ગુરૂજી. ૬
વૃદ્ધિચંદ મુનિ મતભેદનેજી રે, મનમાં ન ધરે લગાર;
અહાર પાણી વડે તેમનીજી રે, ભક્તિ કરે તે વાર. હો ગુરૂજી. ૭
મોટાપણું અંત્તર તણુંજી રે, દરેક પ્રસંગે જણાય;
બીજે દિવસ પરભાતમાંજી રે, રૈવતગિરિ પર જાય. હો ગુરૂજી. ૮

બાળ બ્રહ્મચારી બાવીશમાજી રે, નેમનાથ જિનરાય,
શ્યામ મુર્તિના દરિસનેજી રે, હર્ષિત્ત અતિશય થાય હો ગુરૂજી ૯
રાત્રી વાસ રહ્યા નહિંજી રે, વૃદ્ધિચંદજી મુનિરાય,
સંભવ આશાતના તણોજી રે, માની અંતર માય હો ગુરૂજી ૧૦
સહસ્રા વન માંહે થઈજી રે, નિચે ઉતરી જાય,
રાત્રીવાસ ઉપર રહ્યાજી રે, પ્રેમચંદજી મુનિરાય હો ગુરૂજી ૧૧
બીજે દિવસ વૃદ્ધિચંદ મુનિજી રે, ચઢ્યા રૈવત ગિરિરાય,
તિર્થાધિપતી ભેટીનેજી રે, પાચમી ટુંકે જાય હો ગુરૂજી ૧૨
દરિસન કરિ તેહિજ દિન્નેજીરે, નિચે ઉતરી જાય,
સ્થિરતા કરિ ઉપર રહ્યાજીરે, પ્રેમચંદજી મુનિરાય હો ગુરૂજી૦ ૧૩
સંઘ સંગાથે વિચરતાજીરે, વૃદ્ધિચંદજી મુનિરાય,
અનુક્રમે ધોરાજી જતાજીરે, શરિર શિથિલતા થાય હો ગુરૂજી૦ ૧૪
ટકી જવા અહિંયા કનેજીરે, જણાવતા મુનિરાય,
કેવળ, તિલક, વિજય તણોજીરે, આગ્રહ અતિશય થાય હો ગુરૂજી૦ ૧૫
નાના મુકામે સાથમાજીરે, ચાલવા કહે મુનિરાય,
ઉત્તમ પુરૂષો પ્રાર્થનાજીરે, ભંગમા ભીરૂ જણાય હો ગુરૂજી૦ ૧૬
સહજ પરિચયે રાગી થયાજીરે, સંગ ન છોડાવા ચ્હાય,
વૃદ્ધિચંદજી મુનિ આગ્રહેજીરે, સંઘ સંગાથે જાય હો ગુરૂજી૦ ૧૭
કરે દરરોજ એકાસણુંજીરે, કેવળ વિજય મહારાજ,
રાગી વિશેષ કરે ભકિતથીજીરે, વૃદ્ધિચંદજી મુનિરાજ હો ગુરૂજી૦ ૧૮
ચરચા કરિ કાળા વડેજીરે, કર્યો ઢુંઢીયાને પરાસ્ત,
ઉત્તમ જ્ઞાન વૃદ્ધિચંદનુંજી, જાણ્યું પ્રેમ ગોપાત હો ગુરૂજી૦ ૧૯
જામનગર થઈ મોરબીજીરે, સંઘ સંગાથેરે જાય;
હુકમ મુનિએ વખતમાજીરે, તુર્ત આવેલા આય હો ગુરૂજી૦ ૨૦
પાટ પાટલા સંબધનીજીરે, વિપરિત્ત પ્રરૂપણા તેહ;
કરતા જાણી જણાવતાજીરે, શ્રાવકને ગુણગેહ હો ગુરૂજી૦ ૨૧
અપરિચિત્ત જ્ઞાતા ઘડીજીરે, વૃદ્ધિચંદજી મુનિરાય,
તો પણ પાઠ બતાવીનેજીરે, ખાત્રી કરિ દે આય, હો ગુરૂજી૦ ૨૨

શ્રાવક બહુ ખુશી થયાજી રે, આગ્રહ રોકવા થાય;
થોડા દિવસ રહી અહિ કનેજી રે, વઢવાણે મુનિ જાય. હો ગુરૂજી૦ ૨૩
વ્યાધિ વિશેષ અશક્ત છેજી રે, મુળચંદજી ગુરૂભાય;
શરિર સુશ્રુષા ગુરૂ કરેજી રે, સાંભળતા તે આંય. હો ગુરૂજી૦ ૨૪
મન ઉચક થયું એટલે જીરે, લીંબડી તુરતમાં જાય;
મુળચંદજી મુનિરાયનેજીરે, નિવૃત્તિ મનમાં થાય. હો ગુરૂજી૦ ૨૫
શરિર સુશ્રુષા ગુરૂનેજીરે, કરતા દિલ દુભાય;
"દુર્લભ" સેવા કારણેજીરે, આવી પહોંચ્યા ગુરૂભાય. હો ગુરૂજી૦ ૨૬

---

## ઢાળ સાતમી.

(હવે અવસર જાણી કરિયે સલેષણ સાર. એ રાગ.)

જુઓ સરલ સ્વભાવી, ભક્તિ કરે ગુરૂરાય,
સાંભળતા વેતજ, આવે તૂરત ગુરૂભાય;
પરસ્પર એ રિતના, સબંધની જરૂર જણાય,
સંપ વૃદ્ધિ હોય ત્યાં, એ સદ્‌ભાવ દેખાય. ૧

કુસંપ પરસ્પર, અન્ય સ્થળોએ જણાય,
કર્મબંધના હેતુ, અનેક પ્રકાર તે થાય;
સંપ રાખી પરસ્પર, અખંડિત્ત ગુરૂની આણ,
પરિપાલન કરતા, સાધે શિષ્ય કલ્યાણ. ૨

શિષ્યના સબંધમાં, ગુરૂવર્તન પણ આંય,
દ્રષ્ટાંત્ત દેખતા, શુદ્ધ રિતે સમજાય;
જો કષ્ટ સમયમાં, આપે નહિં ગુરૂ સ્હાય;
તો ગુરૂપણાનો, ભાવ નષ્ટ થઇ જાય. ૩

કરે હરેક પ્રકારે, સંયમ્ માર્ગમાં સ્થિર,
સુધારિ શિષ્યો, તે ગુરૂ ગુણ ગંભિર;
નિજ ફરજ પાળતા, તારે ભવજલ તીર,
તરતા પોતે પણ, વીર આણા ધરિ શિર. ૪

વ્યાધિ સ્થિતિ પાકે, સુખચંદજી મુનિરાય,
આરોગ્ય જણાતા, ત્યાથી નીકળી જાય,
ફરી જવર વ્યાધિથી, મારગમા સપડાય,
લીંબડીયે એહુથી, પાછા ફર્યા મુનિરાય ૫

અહિ અલ્પ દિવસમા, વ્યાધિ નિવૃત્ત થાય,
વિચરતા એટલે, રાજનગરમા જાય,
ઉતર્યા ધર્મશાળે, ઉજમબાઇની આય,
ગુરૂ પાસે રહેલા, સાથમા બે ગુરૂ ભાય ૬

વૃદ્ધિ પામે વિદ્વતા, વૃદ્ધિચંદજી મુનિરાય,
ઉપદેશ સુણતા, સુગુરૂતણે સુપસાય,
શાસ્ત્રાવલોકન, કરતા ગુરૂની પાસ,
અનુભવ વાધેલો, પુષ્કળ જ્ઞાનાભ્યાસ ૭

નિત્ય વદન કરવા, આવતા હેમાભાય,
સામાન્ય વાતથી, વૃદ્ધિચંદજી મુનિરાય,
હર્ષિત્ત બહુ કરતા, વડિ દિક્ષાને કાજ,
હવે શિષ્ય મ ગાથે, મજ્જ થયા ગુરૂરાજ ૮

સામાયક ચારિત્રની, સ્થિતિ છ માસ ગણાય,
સ્વયમેવડે ગુરૂની, પાસે પણ ઉચ્ચરાય,
પછી યોગ માડલીયા, વહીને ગુરૂની પાસ,
વડિ દિક્ષા લેવા, આવશ્યકતા જોઇ ખાસ ૯

આજ્ઞા ભગવત્તની, જાણી મુનિ બુટેરાય,
કોઈ પણ તપગચ્છમા, ધારિને ગુરૂરાય,
વાસક્ષેપ લેવાની, ઇચ્છા પૂરણ થાય,
એટલે અહિ મળતો, યોગ એ પુન્ય પસાય ૧૦

શ્રી વિજયસિંહસૂરિ, તાસ અનુજ્ઞા વરેલ,
સ વેગ માર્ગને, શરૂ સત્યવિજયે કરેલ,
તસ પાટ પર પરા, સૌભાગ્યવિજય પન્યાસ,
અહમિદ્રપણુ નોતું, સાધારણ અભ્યાસ ૧૧

વડિ દિક્ષા વિગેરે, ઉપધ્યાન યોગાદિ આંય,
મુનિ એહુ કરાવતા, યોગ વહે બુટેરાય;
શિષ્યા સંગાથે, પામી તાસ પસાય,
વડિ દિક્ષા અવસર, યોગ પૂરણુ થયે થાય. ૧૨

એહિજ સંપદ્રાયના, મણીવિજય પન્યાસ,
ભદ્રિક પરકતિએ, શાન્ત સ્વભાવી ખાસ;
ગુણુયુક્ત દેખતા, તેહને બુટેરાય,
દિક્ષા તસ પાસે, લેવા જણાવે આંય. ૧૩

હેમાભાઇ વિગેરે, પસંદ કરે એ વિચાર,
ઓગણીસો બારમાં, વડિ દિક્ષા અધિકાર;
શંઘ ચતુર્વીધ શાખે, રાજનગરમાં થાય,
બુટેરાયનું નામ ત્યાં, બુદ્ધિવિજય નિમાય. ૧૪

મણીવિજય શિષ્ય થ્યા, બુદ્ધિવિજય મુનિરાય,
મુળચંદજી નામને, મુક્તિવિજય નિમાય;
વૃદ્ધિચંદ નામ અહિં, વૃદ્ધિવિજયજી થાય,
બુદ્ધિવિજયના શિષ્યો, એઈ નીમે ગુરૂરાય. ૧૫

ગુરૂ શિષ્યપણુાના, નામની સ્થાપના થાય,
પછી ઉજમબાઇની, ધર્મશાળામાં જાય;
અનુજ્ઞા વ્યાખ્યાનની, યોગ્ વહન પછી થાય,
આજ્ઞાનુયાયી શ્રાવક, તાસ વખાણે જાય. ૧૬

ત્રણે મુનિરાજો, ચાર્તુમાસ રહે આંય,
ઓગણીસોતેરમાં, મુક્તિવિજયજી જાય;
સિદ્ધક્ષેત્ર થઈને, ભાવનગર મોઝાર,
રહ્યા વૃદ્ધિવિજય ગુરૂ, રાજનગર આવાર. ૧૭

બીજી ચંદ્રિકાની, આવૃત્તિનો અભ્યાસ,
વૃદ્ધિચંદ મુનિ કરે, હરનારાયણુ પાસ;
દે એક શ્રાવકને, દિક્ષા મુનિ બુટેરાય,
નામ સ્થાપતા તેહનું, પુન્યવિજય મુનિરાય. ૧૮

ગ્રહે ભાવનગરમા, મુળચંદજી મુનિપાસ,
દિક્ષા સુરતના, શ્રાવક નગીનદાશ,
ગુરૂ નામની દિક્ષા, પરિક્ષા કરિ દે આય,
નામ સ્થાપતા તેહનુ, નિત્યવિજય મુનિરાય ૧૯

એહ ગુરૂ મહારાજના, શિષ્ય પ્રતાપી થાય,
કરિ પૂર્ણ પ્રતિષ્ઠા, બોધ અનુપમ દાય,
ખપી સયમ નિયમના, પરિચયે ખાલી ન જાય,
વધ્યા વૃદ્ધિવિજયને, " દુર્લભ " એ ગુરૂભાય ૨૦

ઇતિ દ્વિતિય પરિચ્છેદ સમાપ્ત.

# અથ દ્વિતિય પરિચ્છેદ ઉપસંહાર.

( રાગ—મદર )

શુદ્ધ તત્ત્વ પરિક્ષક, પ્રસિદ્ધ મુનિ બુટેરાય,
તજી કુમતપક્ષને, શુદ્ધ પથ દિલ ચ્હાય,
ઉદ્ધર્યા પજાબથી, વિકટ સમય મોઝાર,
કેઇક જીવોને, ધન્યતાસ અવતાર ૧

ચરિત્ર નાયકને, દિક્ષા દિલ્હી મોઝાર,
દેઇ ચાતુર્માસ પછી, ત્યાથી કિધ વિહાર,
મરૂભૂમિ વિચરતા, આવ્યા જયપુર શહેર,
કર્યું ચાતુર્માસ ત્યા, એક દિ સાગાનેર ૨

જિન મન્દિર દરિસન, શિષ્ય સાથ ગુરૂરાય,
ત્યા જાતા નજીકમા, ગત્રીવાસો થાય,
વ્યાધિ ગુરૂ પગમા, ઉપડી આવતા આય,
કરે ભક્તિ અનુપમ, વૃદ્ધિચંદજી મુનિરાય ૩

વૃદ્ધિચંદ મુનિશ્વર, પામી સુગુરૂપસાય,
અભ્યાસ અનૂભવ, નિત્ય વધારતા જાય;
સાધુ ક્રિયા સુત્ર કંઠે, પ્રથમ વૃત્તિ થઇ જાય,
દશ વૈકાળીક પણ, અર્થ સાથ વંચાય. ૪

બુટેરાયના રાગી, હીરાચંદ યતિ આંય,
વ્યાકરણ અવર, અભ્યાસ તે આગળ થાય;
તિક્ષણ મતિ વધતા, અભ્યાસે રૂડી પેર,
ચોમાસુ ઉતરતા, અહિંથી જતા અજમેર. ૫

નાગોર આવતા, વ્યાધિવાનો જણાય,
વૃદ્ધિચંદ મુનિને, જુદા પડયા ગુરૂ ભાય;
સિદ્ધગિરિ ભેટવા, થઇ ગઇ એહથી ડેર,
ગુરૂ સાથે આંહીથી, જાતા વિકાનેર. ૬

અનુક્રમે વિચરતા, સંગાથે ગુરૂરાય,
ત્રીજું ચાતુર્માસ ત્યાં, ચરિત્ર નાયકને થાય;
ગ્રંથ કુંચી સિદ્ધાંતો, સમજાવે ગુરૂરાય,
વૃદ્ધિચંદ મુનિને, વાંચવા સરલતા થાય. ૭

અજમેરના શંઘને, ઢુંઢીયાના પુજ્યપાદ;
કહે રતનચંદ રિખ, પ્રતિમા સબંધી વાદ;
બુટેરાયથી કરવા, વાત ચોમાસે થાય;
અહિં આવવા સમયે, પોબારા ગણી જાય. ૮

તપગચ્છિ મુનિનો, બિલકુલ જ્યાં ન વિહાર,
વિચરી મરૂ ભૂમિમાં, કિધો અતિ ઉપગાર;
ભેટી કેશરીયાજી, ગુર્જર પર ગુરૂરાય,
જતા રાજનગરમાં, શેઠ સભ્યા હેમાભાસ. ૯

પંજાબી મુનિની, પ્રથમ થઇ પિછાન,
સૌભાગ્ય વિજયાદિ, દાનવિમળ જોઇ જ્ઞાન;
સંતુષ્ટ પરિચયથી, થાતા સરવે એહ,
શંઘ સાથે સિદ્ધગિરિ, ત્યાંથી જતા ગુણ ગેહ. ૧૦

બુટેરાય મુનિશ્વર, વૃદ્ધિચંદજી મુનિરાય,
તિર્થાધિપતીને, ભેટી ઉલસીત થાય,
કુમતિ દુર્ભાગ્યનો, આવતા દિલ વિચાર,
ખિન્ન થાય ચિત્તમા, ભાવદયા ભંડાર ૧૧

સિદ્ધક્ષેત્રમાહે પણ, યતિનુ જોર વિશેષ,
આદરસત્કાર ન, ગુણનો જ્યા લવલેશ,
અજ્ઞાન જોઇ તેમ, કરવા અહિં ઉપગાર,
કર્યું ચાતુર્માસ તે, ભાવનગર મોઝાર ૧૨

શુદ્ધ નિસ્પૃહિ ગુરૂની, ત્યાથી આઈ પિછાન,
અજ્ઞાન તિમિર હર્યું, આપી નિર્મળ જ્ઞાન,
ઉપગાર અમાપ એ, કષ્ટ સમય કર્યો આય,
ઉપગારી પ્રથમ, આ ભૂમિને બુટેરાય ૧૩

ચોમાસુ ઉતર્યે, વૃદ્ધિચંદજી મુનિરાય,
રૈવતગિરિ ભેટવા, સાથે લહિ ગુરૂભાય,
ગુરૂ આજ્ઞા ગ્રહિને, સિદ્ધક્ષેત્ર થઇ જાય,
લીંબડીમા પાછા, ગુરૂજી ભેગા થાય ૧૪

ગુરૂભાયની ભકિત, વ્યાધિ સમય કરિ આય,
શિષ્ય કષ્ટ સમયમા, ગુરૂ પણ સામીલ થાય,
દ્રષ્ટાન્ત એ દિલમા, ધારવા યોગ્ય જણાય,
અહિંયાથી ત્રણે મુનિ, રાજનગરમા જાય ૧૫

મણીવિજય શિષ્ય થ્યા, વડિદિક્ષા અહિં આય,
શુદ્ધપંથના ધારક, પ્રસિદ્ધ મુનિ બુટેરાય,
મુળચંદ, વૃદ્ધિચંદજી, શિષ્યતાસ નિમાય,
વડિદિક્ષા અવસર, ત્રણે નામ બદલાય ૧૬

ચોમાસુ એ સાલનુ, રાજનગરમા થાય
ઓગણીસોતેરમા, મુકિતવિજય મુનિરાય,

સિદ્ધક્ષેત્ર ઉપર થઇ, ભાવનગરમાં જાય;
રહે વૃદ્ધિવિજયને, બુદ્ધિવિજય ગુરૂ આંય. ૧૭
નિત્યવિજય પ્રતાપી; પુન્યવિજય મુનિરાય;
આ સાલ માંહે થયા, ચરિત્રનાયક ગુરૂભાય;
એકસો ત્રેંતાલીશ, ગાથા એ પરિચ્છેદ,
પડે પુન્યવંતની, "દુર્લભ" પાર ઉમેદ. ૧૮

# અથ તૃત્તિય—પરિચ્છેદ.

## ( દોહરા. )

તિર્થપતિ બાવીશમાં, પ્રણુમું દીન દયાળ;
વૃદ્ધિચંદમુનિ ચરિત્રના, આગળ ગુણ રસાળ. ૧

## ઢાળ—પહેલી.

( ત્રીશ વરસ ઘરમાં વસ્યા રે, સુખભર વામાનંદ. એ રાગ )

આજ્ઞા ગ્રહિ ગુરૂરાયની રે, વૃદ્ધિચંદજી મહારાજ;
ઓગણી ચૌદમાં વિચર્યા રે, સિદ્ધગિરિ ભેટવા કાજ;
" નમો ગુરૂરાજને રે, ભવજળ તરવા જહાજ. નમો૦ (એ આંકણી)
ગુરૂ સેવામાં રાખતા રે, પુન્યવિજય મુનિરાય;
મુળચંદજી વૃદ્ધિચંદજી રે, ભેગા સિદ્ધગિરિ થાય. નમો૦ ૨
તિર્થાધિપતી ભેટીને રે, હર્ષિત્ત થાય અપાર;
વડિ દિક્ષા વેળા થયા રે, નામ વિષે ફેરફાર. નમો૦ ૩
પ્રસિદ્ધિ પ્રથમના નામની રે, પણ કાયમ રહિ જાય;
ચરિત્ર પ્રાચીન નામો વડે રે, એહ કારણથી લખાય. નમો૦ ૪
ચોમાસું આ વર્ષનું રે, વૃદ્ધિચંદજી મુનિરાય;
ભાવનગર માંહે કરે રે, સીહોર રહ્યા ગુરૂભાય. નમો૦ ૫

કાળ ધર્મ આ સાલમા રે, પામ્યા સ સારી તાત,
દુ ખકર વ્યાધિ થઈ કરે છે, સ ગ્રહુણિ આઘાત નમો૦ ૬
સભા સમક્ષ વ્યાખ્યાનની રે, આજ્ઞા આપે ગુરૂરાય,
સુત્ર વ્યાકરણ વિપાકજી રે, ઉત્તરાધ્યેન વ ચાય નમો૦ ૭
ચરિત્ર નાયકના સ બ ધમા રે, ત્રણે આ સાલ બનાવ,
ધડો લેવા લાયક બન્યા રે, કરિયે મનન તસભાવ નમો૦ ૮
દુરતિક્રમ છે કાળની રે, સ્થિતિ જુઓ દુ ખદાય,
ઈંદ્ર ચ દ્ર હરિ ચક્રીથી રે, યોગેદ્રથી ન રોકાય. નમો૦ ૯
પુત્ર પ્રતાપી છતા પિતા રે, ઉપકારી ગત થાય,
દેખો સપાટો કાળનો રે, કોયથી નવ રોકાય નમો૦ ૧૦
અશાતા વેદની કર્મનો રે, ઉદય જે વેળા થાય,
વ્યાધિરૂપે પુન્યશાળીના રે, શરિરમા પણ દેખાય નમો૦ ૧૧
આયુષ્યની પૂર્ણતા સુધી રે, વાના વ્યાધિની જેમ,
વ્યથા ઓછી વધતી કરે રે, આ વ્યાધિ પણ એમ નમો૦ ૧૨
પૂર્વોપાર્જિત્ત કર્મથી રે, મહાન્ નરો ન મુકાય.
વિચારવુ એ સર્વને રે, એહ નિમિત્તથી થાય નમો૦ ૧૩
અવિનીત શિષ્ય પાટે ચડી રે રીઝવવા માડે લોક,
યોગ્ય જ્ઞાન આજ્ઞા વિના રે, આડ બર ધરિ ફોક નમો૦ ૧૪
જ્ઞાન પૂરણ મેળવ્યા છતા રે, વૃદ્ધિચ દજી મુનિરાય
વ્યાખ્યાને બેઠા નહિ રે, આજ સુધીમા કયાય નમો૦ ૧૫
પ્રથમ પ્રાર ભ વ્યાખ્યાનનો રે, સભા સમક્ષમા થાય,
યોગ્ય જાણી ગુરૂ આપતા રે, આજ્ઞા ત્યારે આય નમો૦ ૧૬
સુબોધિકાનુ કર્યુ નોતુ રે, અવગાહન મુનિરાય,
બાળાવબોધ કલ્પસુત્રનો રે, વાચ્યો એ કારણુ આય નમો૦ ૧૭
ચાતુર્માસ પૂરણુ થયે રે, ઓગણી પન્નર સાલ,
દિક્ષા લેવા અહિ યા થતો રે, શ્રાવક એક ઉજમાલ નમો૦ ૧૮
દિક્ષા આપે ગુરૂ નામની રે, વૃદ્ધિચ દજી મુનિરાય,
ભાવવિજય મુનિ તેહનુ રે, નામ તે વખત સ્થપાય નમો૦ ૧૯

દિક્ષા પર્યાય અલ્પ વર્ષનો રે, સાધારણ અભ્યાસ;
તોય આધુનિક સમયમાં રે, શિષ્યની લાલચા ખાસ. નમો૦ ૨૦
એવું નહોતું એ સમયમાં રે, એહ દ્રષ્ટાંતો જણાય;
"દુર્લભ" આવ્યા સાંભળ્યા રે, પાલીતાણે ગુરૂરાય. નમો૦ ૨૧

---

## ઢાળ બીજી.

( નાન દરિસન ચારિત્ર તપ વિર્યંજ એ પાંચે આચાર—એ રાગ. )

પાલીતાણે ગુરૂરાજ પધાર્યા, વૃદ્ધિચંદજી મુનિ જાણી,
તિર્થાધિરાજ ગુરૂદરિસનની. ઉર્મી હૃદય ભરાણી રે;
પ્રાણી ગુરૂ નમિયે ગુણખાણી, તત્ત્વબોધક જસવાણી રે,
.... .... .... ... ....પ્રાણી૦ ( એ આંકણી. )
છરી પાળતા શંઘ સાથે અહિંથી, વૃદ્ધિચંદજી મુનિ જાવે;
મુળચંદજી મુનિ એહવે ટાણે, સીહોર થકી અહિં આવે રે. પ્રા૦ ૨
દેવગુરૂ સહુ વંદન કરતા, હર્ષિત્ત અતિશય થાય;
કેટલાક દિવસ રહિને અહીંથી, ભાવનગર સહુ જાય રે. પ્રા૦ ૩
સહુને ચોમાસુ રાખવા માટે, આગ્રહ શંઘનો થાય;
પણ ઉપકાર વિશેષ થવાનો, ધરતા હેતુ બુટેરાય રે. પ્રા૦ ૪
અભિલાષા સંપૂર્ણ સરવની, કરવા બુદ્ધિ-નિધાન;
ભાવનગર શંઘના આગ્રહથી પોતે રહ્યા આ સ્થાન રે. પ્રા૦ ૫
આજ્ઞા થતા વૃદ્ધિચંદ મુનિશ્વર, ગોઘે ચોમાસુ જાય;
ગુરૂ કૃપાથી આ ગામના શ્રાવક, હર્ષિત્ત અતિશય થાય રે. પ્રા૦ ૬
સિહોર જવા મુળચંદજી મુનિને, આજ્ઞા કરે ગુરૂરાય;
ઓગણી પન્નર વિક્રમ સાલે, ચાતુર્માસ ઇમ થાય રે. પ્રાણી૦ ૭
પ્રબળ વિશેષ યતિનું આ વખતે, ગોઘામાંહે જામેલું;
દલીચંદજીએ નિવાસી રહિને, મુકામ પણ બાંધેલું રે. પ્રાણી૦ ૮
મંત્ર યંત્રાદિથી અહિં યતિઓ, કહેવાતા શક્તિવાળા;
દ્રવ્ય પુત્રાદિકની લાલચથી, ભક્ત બનેલ આ શાળા રે. પ્રાણી૦ ૯

કેટલાએક શ્રાવક કરે ભક્તિ, રહિને તેહથી ડરતા,
તેડી ગયા આગ્રહ કરિ મુનિને, મુશ્કેલી પડી ઉતરતા રે પ્રાણી૦ ૧૦
ગ્રહસ્થ મુકામે ઉતરતા મુનિશ્વર, એ અડચણ દૂર જાવે,
શુદ્ધ ગુરૂ તત્ત્વનો બોધ એ કરશે, ઇમ દલીચંદ મન આવે રે પ્રા૦ ૧૧
માનશે કોણ પછી અહિ અમને, એ શંકા મન ધરતા,
નથી અધિકાર વ્યાખ્યાનનો મુનિને, એમ મના અહિ કરતારે. પ્રા૦ ૧૨
અમે વિદ્યમાન છતા બીજાને, વાચવા શું અધિકાર,
પ્રારંભમા અભિમાને શ્રાવકને, અટકાવતા તે વાર રે. પ્રાણી૦ ૧૩
સાચ આગળ કહો જુઠને કેટલો, વખત નિભાવી શકાય,
પંચમહાવૃત્ત ધારી ગુરૂ છતા, બ્રષ્ટથી કેમ વંચાય રે. પ્રાણી૦ ૧૪
મુગ્ધ શ્રાવકને દૃષ્ટિ રાગથી, અજ્ઞાને લય લાગી,
પણ મુનિરાજ વિહાર પ્રકાશે, કુમતિ તિમિર ગયુ ભાગી રે પ્રા૦ ૧૫
સંખ્યા અલ્પ સંવેગી મુનિની, ક્ષેત્ર ઘણા રહે ખાલી,
એટલે ઘણે ઠેકાણે ફાવવા, યતિઓ થતા ભાગ્યશાળી રે પ્રાણી૦ ૧૬
કરિ બુટેરાય મુનિ પરિવારે, શુદ્ધ ધર્મ ઓળખાણુ,
એટલે ધરિ ઇર્ષા તેહનાપ્રતિ, કરતા યતિ રોકાણુ રે પ્રાણી૦ ૧૭
સંવેગ પક્ષના રાગી શ્રાવક, આગળ તેહનુ ન ફાવ્યુ,
૨દ કરિને દલિચંદ અટકાયત, વ્યાખ્યાન અહિં વંચાવ્યુ રે પ્રા૦ ૧૮
શ્રી ઉપાસગ દશાગ સૂત્રને, વાચતા અહિં મુનિરાય,
ધીમે ધીમે ફર્યું વલણ લોકોનુ, નામીપાસ યતિ થાય રે પ્રા૦ ૧૯
સુબોધિકા ધારી લહિ અહિંયા, પર્યુષણે વંચાય,
સંવેગી મુનિ પરિચયે અહિંનો, શંઘ હર્ષિત અતિ થાય રે પ્રા૦ ૨૦
ખપી સાચાના સર્વજનો પણ, ઓળખવા મુશ્કેલ,
"દુર્લભ" પંચમ કાળમા એહવો, યોગ ન મળવો સ્હેલ રે પ્રા૦ ૨૧

---

## ઢાળ ત્રીજી

( ભરતની પાટે ભૂપતિ રે . એ નાગ )

ચાતુર્માસ પૂરણ થતા રે, વૃદ્ધિચંદજી મુનિરાય સલુણા,
સંઘ સહિત ગોધા થકી રે, સિદ્ધાચળ ગિરિજાય સ૦ (એ આંકણી) ૧

ભાવનગરથી અહિંકને રે, આવેલા ગુરૂરાય સલુણા;
દેવગુરૂ સહ વંદતા રે, આનંદિત્ત અતિ થાય. સ૦ ૨
ચાતુર્માસ નજીકનારે, ક્ષેત્રે રહ્યા મુનિરાય સલુણા;
ચોમાસું પુરૂં થતા રે, ઘણું કરિ સિદ્ધ ગિરિજાય. સ૦ ૩
શ્રાવકવર્ગ તે ગામનો રે, ભેટવા સિદ્ધગિરિરાય સલુણા;
બનતાસુધિ મુનિ સાથમાં રે, શંઘ કાઢીને જાય. સ૦ ૪
પ્રવર્તન એવું આ બાજુમાં રે, બહુ વર્ષોથી જણાય સલુણા;
ભાવનગરના શ્રાવકો રે, તેડી જવા ગુરૂરાય. સ૦ ૫
આગ્રહ અતિ કરતા અહિં રે. શિષ્ય સહિત ગુરૂ જાય સલુણાં;
શંઘ સહિત ફરી તુર્તમાં રે, આવી ભેટયા ગિરિરાય. સ૦ ૬
મુળચંદજી મુનિ સાથમાં રે, રાજનગર ગુરૂ જાય સલુણા;
ભાવનગર અહિંથી ગયા રે, વૃદ્ધિચંદજી મુનિરાય. સ૦ ૭
મણી વિજય, દયા વિમળજી રે, આવ્યા પન્યાસો આંય સલુણા;
ચોમાસું તસ સાથમાં રે, ઓગણી સોળનું થાય. સ૦ ૮
ચોમાસે અહિં એક સાધવી રે, ઉઠાવે તકરાર સલુણા;
વ્યાખ્યાન વાંચવા કારણે રે, ચાલી શકયું ન લગાર. સ૦ ૯
સુખ શાંતિ પૂર્વક કરિ રે, ચોમાસુ પુરણ આંય સલુણા;
પાલીતાણે યાત્રા કરી રે, રાજનગર મુનિ જાય. સ૦ ૧૦
પંજાબ ભણી ગુરૂરાયનો રે, પહોચ્યા અગાઉ વિહાર સલુણા;
થાતા સમાગમનો થયો રે, અહિંયા કને તે વાર. સ૦ ૧૧
ઓગણી સત્તરે આવતા રે, રાજનગર તે વાર સલુણા;
સર્વ કુટુમ્બ હેમાભાઇનું રે, રાગી થયેલ અપાર. સ૦ ૧૨
વ્યાધિગ્રસ્ત કોમળ હતું રે, વૃદ્ધિચંદજીનું શરીર સલુણા;
તોપણ એકજ સ્થાનકે રે, રહેવા ન ધારે સ્થિર. સ૦ ૧૩
નિત્ય પરિચિત્ત ભક્તથી રે, રાગ દશા બંધાય સલુણા;
થાય પ્રતિબંધ ગ્રહસ્થનો રે, શરિર પ્રમાદિ થાય. સ૦ ૧૪
ઓછી અસર ઉપદેશની રે, ક્રિયા શિથિલતા થાય સલુણા;
નવા નવા વિદ્વાનનો રે, પરિચય વિમુખ જણાય. સ૦ ૧૫

એક સ્થાનક રહેતાથકારે, બહુ ઉપકાર ન થાય સલુણા,
શક્તિ છતા સ્થિર ના રહે રે, એ કારણ મુનિરાય સ૦ ૧૬
એહ કારણ સર્વજ્ઞની રે, ફરમાવેલી આણ સલુણા,
ધારિ કષ્ટને વેઠતા રે, વિચરે ચતુર સુજાણ સ૦ ૧૭
હુ ખકર સગ્રહણિ તણો રે, વ્યાધિ લાગુ પડેલ મલુણા,
અહાર પાણી કષ્ટ વેઠતા રે, વિચરવુ મુશ્કેલ સ૦ ૧૮
તોપણ લાભ વિચારીને રે, વિચરતા મુનિરાય સલુણા,
સસર્ગ બહુ વિદ્વાનનો રે, તીર્થ યાત્રા થાય સ૦ ૧૯
ઉપકાર જીવ અનેકનો રે, સ્થાન સ્થાનમા થાય સલુણા,
ચારિત્ર નિર્મળતા રહે રે, વિચારે મુનિરાય સ૦ ૨૦
લાભ અલાભ વિચારીને રે, વૃદ્ધિચદજી મુનિરાય સલુણા,
વિચરી "દુર્લભ" કષ્ટથી રે, બહુ ઉપકારી થાય સ૦ ૨૧

---

## ઢાળ ચોથી

( રાગ—આરગ, મન માને નહિં મો ફેરા મમનવુ ,

વૃદ્ધિચદમુનિ, પૂર્ણ પ્રભાવિક થાતા, પુન્ય પ્રભાબળે,
ચહે ચદ્ર ચકોર, તિમ ભવિ ચાહત, પરિચય સર્વ સ્થળે સ્થળે
શાન્ત મુદ્રા સરલ સ્વભાવી હતા, આકર્ષણ શ્રોતા ચિત્ત ધરતા;
તાત્કાળીક બોધ અસરકરતા, વૃદ્ધિચદમુનિ૦ ( એ આકણી )
અમદાવાદ જૈનગ્રહસ્થસ્થિત્તિ, દ્રવ્ય સબધમા દિન દિન વૃદ્ધિ થતી,
આ વખતે આઇ જણાતી હતી વૃદ્ધિચદ મુનિ૦ ૨
શેઠ પ્રેમાભાઇ, દલપતભાઇ, મગનભાઇ કરમચદે આય,
પ્રતિબોધ ધરિ અન્તરમાય . વૃદ્ધિચદ મુનિ૦ ૩
પુષ્કળ દ્રવ્ય વય સત્કાર્ય કરે, પુન્યવાન્ સમય ચુકે ન ખરે,
ઉપકાર કર્યો બહુ મુનિવરે . વૃદ્ધિચદ મુનિ૦ ૪
લક્ષ્મિ આવે ને વળી જાય, સ્થિર રહેતી નથી કાયમ કયાય,
માટે જ્યારે પ્રાપ્તિ થાય . .વૃદ્ધિચદ મુનિ૦ ૫

સત્કાર્ય વ્યયે પુંન્ય બંધ થાય, પૂર્વ સુકૃત્તથી પામ્યા આંય;
ભવાંત્તરમાં પણ હિત હોય..... .... વૃદ્ધિચંદ મુનિ૦ ૬
ગુણચોર કૃપણ તે ગણાય ખરે, સદ્વ્યય છતી શક્તિયે ન કરે;
પસ્તાય ઘસી કર તે આખરે. .... ....વૃદ્ધિચંદ મુનિ૦ ૭
પ્રતિબોધ એ રિત મુનિ કરતા, સમય સુચક શાંત્તતા ધૈર્યતા;
ગુણો ઝળકી નીકળેલ હતા. .... ....વૃદ્ધિચંદ મુનિ૦ ૮
ઉપદેશામૃત સુણવા આવે, વિકસ્વર શ્રોતા દિલ થાવે;
મગનભાઈ કરમચંદ ભાવે. .... ....વૃદ્ધિચંદ મુનિ૦ ૯
સંઘ સહિત સંગાથે મુનિરાય, આ વરસે કેશરીયા જાય;
તારંગાદિ ભેટિ આવ્યા આંય.... ....વૃદ્ધિચંદ મુનિ૦ ૧૦
ઉપકાર થતો જાણી આંય, ચોમાસુ રહ્યા તે મુનિરાય;
ઓગણી સત્તર વિક્રમ માંય..... ....વૃદ્ધિચંદ મુનિ૦ ૧૧
ચોમાસુ એહ પુરણ થાતું, કાળધર્મ પામ્યા સાંભળ્યા માતુ;
જુઓ સંસાર ચક્રતણું ખાતુ. ... ....વૃદ્ધિચંદ મુનિ૦ ૧૨
ઓગણી અઢાર, ઓગણી વીશ, કરે આંહિ ચોમાસા કૃપાધિશ;
પ્રતિબોધ આપતા નીશદીન .... ...વૃદ્ધિચંદમુનિ૦ ૧૩
છરી પાળતો શંઘ સિદ્ધગિરિરાય, અભિલાષી લહિ જાવા થાય;
શેઠ દલપતભાઈ ભગુભાઇ.... ...વૃદ્ધિચંદ મુનિ૦ ૧૪
વિનતી મુનિને આવવાને કરે, ભાવવૃદ્ધિ અતિશય શેઠ ધરે;
સ્વિકાર્યું જાણી મુનિવરે.... .... વૃદ્ધિચંદ મુનિ૦ ૧૫
રાગી અતિ દલપતભાય થતા, અતિ આડંબરે સિદ્ધગિરિ જતા;
"દુર્લભ,, નરભવ સફળો કરતા.... ....વૃદ્ધિચંદ મુનિ૦ ૧૬

---

## ઢાળ પાંચમી.

( જગજીવન જગ વાલ્હ હો... ...એ રાગ )

સિદ્ધાચળ ગિરિ ભેટવા, આવતા દલપતભાઇ લાલરે;
શંઘ સહિત સાથે હતા, વૃદ્ધિચંદજી મુનિરાય લાલ રે. સિદ્ધા૦ ૧
( એ આંકણી )

ઓગણી એકવીશ વિક્રમે, સિદ્ધક્ષેત્ર મોઝાર લાલ રે,
અતિ આડબરે આવતા, ભેટયા શ્રી નાભિકુમાર લાલ રે. સિ૦ ૨
અજન સલાકા એ વખતમા, નરશી નાયક કરે આંય લાલ રે,
મહા શુદી તેરસના દિને, આવેલ બહુ સમુદાય લાલ રે સિદ્ધા૦ ૩
નવકારશીની ઇચ્છા અતી, નરશી નાયક ને થાય લાલ રે,
કેટલાએક કારણુ મિષે, રદ વિચાર તે જાય લાલ રે સિદ્ધા૦ ૪
તેહુ બીડુ ઝડપી અને, તેજ દિવસમા આય લાલ રે,
ભાવ સહિત નવકારશી, કરતા દલપતભાઇ લાલ રે સિદ્ધા૦ ૫
રૂપીયા એશીહજારની, મુર્ચ્છા દલપતભાઇ લાલ રે,
ઉતારે એહ શઘમા, પરમ આલ્હાદિત્ત થાય લાલ રે સિદ્ધા૦ ૬
"દુર્લભ" દરિસન તિર્થના, કરિ સ્વ સ્થાનકે જાય લાલ રે,
ભાવનગર અહિથી ગયા, વૃદ્ધિચદજી મુનિરાય લાલ રે સિદ્ધા૦ ૭

---

## ઢાળ છઠ્ઠી.

( ક્યાથી આ સ ભળાય મધુર સ્વર ક્યાથીઆ૦ એ રાગ )

વૃદ્ધિચદજી મુનિરાય, પ્રભાવિક, વૃદ્ધિચદજી મુનિરાય
ભાવનગર ચોમાસુ કરતા, ઓગણી એકવીસમાય પ્રભા૦ ૧
સિહોર હતા ચોમાસુ એ સાલે, મુળચદજી મુનિરાય,
ઓગણીસો બાવીમા વિચરતા, સાથે બેઉ ગુરૂભાય પ્રભા૦ ૨
પવિત્ર અનેક પ્રાણીને કરતા, ગામો ગામ ગુરૂરાય,
સદ્બોધામૃત આપતા માર્ગમા, ગજનગરમા જાય પ્રભા૦ ૩
ભગવતિ સુત્ર મહાયોગનુ ઉદ્વહન, મુળચદજી મુનિરાય,
ગણી પદવી પામ્યા અહિ કરતા, આપે શઘ સમુદાય પ્રભા૦ ૪
ગણીશ્રી મુળચદજી કહેવાણા, મુળચદજી મુનિરાય,
યોગવહન વૃદ્ધિચદમુનિથી, અશક્ત શરિરે ન થાય પ્રભા૦ ૫
મહાયોગ વડિલ ગુરૂભાઇ, વહિને ગણીશ્રી થાય,
તેહુથી આલ્હાદિત થયા અતિ, વૃદ્ધિચદજી મુનિરાય પ્રભા૦ ૬

નિત્ય વિજય પાસે ડીસામાં, દિક્ષામહોચ્છવ થાય;
પાંચ શ્રાવક લેતા આ વરસે, તેમાં થ્યા ત્રણ ગુરૂ ભાય. પ્રભા૦ ૭
મોતિવિજય, ભક્તિવિજયને, દર્શનવિજય નિમાય;
વાસક્ષેપ કરતા ગુરૂ નામનો, નિત્યવિજય મુનિરાય. પ્રભા૦ ૮
ચોમાસુ ગુરૂભાઇ બન્નેનું, આ સાલે અહિં થાય;
ઓગણીસો ત્રેવીના ચોમાસે, અતિ આડંબરે આંય. પ્રભા૦ ૯
ઉજમણું પ્રતિષ્ટા મહોચ્છવ, કરતા દલપતભાય;
પચ્ચી હજાર સુમારે ખરચ્યા, ગુરૂ ઉપદેશથી આંય. પ્રભા ૧૦
પંચ તીર્થી કરિ ભાવનગરના, શ્રાવકો આવતા આંય;
ગુરૂ ઉપદેશથી ઉજમણાના, અભિલાષી તે થાય. પ્રભા ૧૧
ઉપકરણાદિની સગવડતા, કરાવી દે ગુરૂરાય;
પ્રથમ ઉજમણું ભાવનગરમાં, ઓગણી ચોવીચે થાય. પ્રભા૦ ૧૨
ઓગણી ત્રેવી, ચોવી, પચ્ચીશના, ત્રણે ચોમાસા થાય;
સારો પુસ્તક ભંડાર કરાવ્યો, એ અરસામાં આંય. પ્રભા૦ ૧૩
શ્રી શંખેશ્વર યાત્રા માટે, ઓગણી છવીમાં જાય;
રાધણપુર જાતા અહિંયાથી, ચોમાસુ ત્યાં થાય. પ્રભા૦ ૧૪
ગુરૂ પંજાબ તરફથી આવતા, સાંભળતા મુનિરાય;
"દુર્લભ" ગુરૂ દરિસન ઉચ્છાહે, સામા સત્તાવીયે જાય. પ્રભા૦ ૧૫

---

## ઢાળ સાતમી.

( પ્રણમો પ્રેમે પુંડરિક રાજીઓ—એ રાગ. )

સમરો નિત્ય ઉઠી પરભાતમાં, વૃદ્ધિચંદ મુનિ ગુણ ગેહ. મુનિશ્વર.
નિસ્પૃહિ, પરઉપગારી, કૃપાનીધી, થાતા પૂરણ સમરથ જેહ.
.... .... ... મુનિશ્વર૦ સમરો૦ ( એ આંકણી )
રાણપુરથી રાજનગર ગયા, ભેગા આંઇ થયા ગુરૂભાય; મુનિશ્વર૦
ચાર મુનિ સાથે ગુરૂભાઇઓ, જાતાભેટવાને ગુરૂરાય. મુનિશ્વર. સ૦ ૨
પાટણ પાલણપુર થઇ પહોંચતા, અનુક્રમે પાલીમાં મુનિરાય; મુનિશ્વર;

બહુ વરષે અહિં ગુરૂ મહારાજને, ભેટતા રોમાચિત્ત અતિ થાય
મુનિશ્વર૦ સ૦ ૩
ગુજરાત તરફ આવે સહુસાથમા, અહિંથી વિચરતા મુનિગાય, મુનિશ્વર.
માર્ગમાથી આબુજી તીર્થની, યાત્રા અતિઆનંદે થાય
મુનિશ્વર સ૦ ૪
મુર્તિ અપૂર્વ અપૂર્વ કારિગીરી, જિન મન્દિરો જોતા ભવ્ય, મુનિશ્વર.
વીમળશા, વસ્તુ પાળાદિએ, ખરચ્યુ અહિંયા અઢળક દ્રવ્ય
મુનિશ્વર સ૦ ૫
થયુ સ્મરણુ તે મહાન નરોતણુ, જિન દરિસને મુનિને આય, મુનિશ્વર
અનુક્રમે અહિથી મુનિવર વિચરતા, રાજનગરમા જાય
મુનિશ્વર સ૦ ૬
ગુરૂમહારાજ સાથે આ વર્ષમા, ચોમાસુ અહિં આગળ થાય, મુનિશ્વર
પાલિતાણે દર્શન વિજયમુનિ, મોકલે ચોમાસુ ગુરૂરાય
મુનિશ્વર. સ૦૭
કરે અહિં અટકાયત વ્યાખ્યાનની, યતિઓરાગી અવર મસુદાય, મુનિશ્વર
આ વખતે જુઓ સિધ્ધક્ષેત્રમા, અન્યાયનુ જોર અતિ દેખાય
મુનિશ્વર સ૦ ૮
ગુરૂમહારાજજી અમદાવાદથી, વ્યાજબી થવા લખાવે આંય, મુનિશ્વર
પત્ર ભલામણના એ રાજ્યના, અધિકારી વર્ગોપર જાય મુનિશ્વર સ૦ ૯
જેથી હાર થઇ અનિતી તણી, આખરે નીભાવી ન શકાય, મુનિશ્વર
પરિણામે વ્યાખ્યાન શરૂ થયુ, ઉપગાર અતિશય થાય મુનિશ્વર સ૦ ૧૦
રાજનગર ચોમાસુ વિતાવતા, અહિંથી વિચરતા મુનિગાય, મુનિશ્વર
સ્થળે સ્થળે ભવ્ય જીવો પ્રતિ બોધતા, આવ્યા લિંબડીમા ગુરૂરાય
મુનિશ્વર સ૦ ૧૧
તાડપત્રો કાગળ ઉપર ઘણા, પ્રાચિન પુસ્તકો આવાર, મુનિશ્વર
સારી સ્થિતિમા અહિંયા દેખતા, પ્રાચિન પુસ્તક ભડાર મુનિશ્વર સ ૧૨
સતોષ પામ્યા અતિશય જોઇને, સારો સગ્રહ તે ગુરૂરાય, મુ૦
ચોમાસુ ઓગણી અઠ્ઠાવીચે, વૃદ્ધિચદ મુનિ કરે આય મુ૦ સ૦ ૧૩

ધોલેરા તરફ ઓગણત્રીશે જતાં, વૃદ્ધિચંદજી મુનિરાય; મુનિશ્વર
અહિંયા પહોંચતાં શ્રાવક તરફથી, સત્કાર અતિશય થાય. મુ૦ સ૦ ૧૪
શ્રીપુજ આવી ગયેલ અહિં તુર્તમાં, તિમયતિ રાગી બહુ સમુદાય મુ૦
પગલા પડાવે કરે પધરામણી, દ્રવ્યાદિક વડે પુંજાય. મુ૦ સ૦ ૧૫
પુષ્ટિ દેખી અહિં ઉન્માર્ગની, હકિકત સમજાવે મુનિરાય; મુ૦
આગળના શ્રી પૂજ્ય યતિતણી, વર્તણુક જણાવે આંય. મુનિ૦ સ૦ ૧૬
પૂરવે કોઇ કોઇ યતિ શ્રી પૂજ્યજી, કાંઇક પરિગ્રહ મુર્છાવંત; મુનિ૦
સ્ત્રી સંસર્ગ વિરાગી રાગી હતા, ધર્મ માંહે મતિવંત. મુનિ૦ સ૦ ૧૭
ત્યાગી સચિત્તના ધર્મ સંબંધમાં, હતા કાર્ય પડે શુરવીર; મુનિ૦
શકિતયે ભૂપતિ પણ રીઝાવતા, ધર્મ ઉન્નતિ કરવા ધીર. મુ૦ સ૦ ૧૮
ભૂલ સમજતા જેહ પોતાતણી, વિદ્યા માંહે પુર્ણ પ્રયાસ; મુનિ૦
જીત મેળવતાં વાદવિવાદમાં, ખોટો ડોળ ન ધરતા ખાસ. મુ૦ સ૦ ૧૯
શુદ્ધ પંથે ચાલનાર પ્રશંસતા, ઇચ્છિક શુદ્ધ મારગના તેહ; મુનિ૦
આ વાતનો હાલમાં જુઓ તેહનો, દેખાય છે કેટલો છેહ. મુ૦ સ૦ ૨૦
ધીમે ધીમે શ્રાવકના દિલમાં, ઉતારે અહિંયા મુનિરાય; મુનિ૦
સમજવા લાગ્યા વળ્યા ઉન્માર્ગથી, રાગી શુદ્ધ મારગના થાય મુ૦સ૦૨૧
રૂદ્ધિ સાગર નામના આ વર્ષમાં, વેશ સંવેગીનો ધરનાર; મુ૦
સાધુ પડયા દ્રષ્ટિએ મુનિને, વ્યગ્ર મન લોકો કરનાર. મુ૦ સ૦ ૨૨
મંત્ર તંત્ર શુકન મુહુર્તાદિથી, વહેમમાં નાખેલ લોક મુનિશ્વર
રાગીકરેલ એરીતે કેઇકને, આડંબર દેખાયે ફોક. મુનિ૦ સ૦ ૨૩
આવા વેશ ધારીના ફંદમાં, નહિં ફસાવાને મુનિરાય? મુનિશ્વર.
ઉપદેશ દ્વારા તસ સમજાવવા, પરિશ્રમ કરતા અતિઆંય મુ૦ સ૦ ૨૪
કંટક વાળાક્ષેત્ર સુધારતા, પ્રયાશ પૂર્વક મુનિરાય ? મુનિશ્વર.
" દુર્લભ " દઢરાગી કરિશ્રાવકો, વાવતાધર્મ બિજનેઆંય. મુ૦ સ૦ ૨૫

---

## ઢાળ–આઠમી

( શાન્તિ પ્રભુજી સુખદાના ત્રાતા તારો મનેરે એ રાગ )

વળી ભાવદયા નિસ્પૃહિ ઉપગારી મુનિ મનેરે;
ધોલેરા બંદર આવીરે, શુદ્ધ ધર્મ તત્ત્વ સમજાવીરે;

ઉન્માર્ગથી કેઇક ઉદ્ધરતા, ઉપગાર અતિશય કરતા;
સદ બોધા મૃત્તને ધરતા શ્રોતા અહિ કનેરે, વસી૦ (આકણી)
ઉપદેશ વડે મુનિરાયરે, મુળચદ વેલશી આયરે,
યાત્રા અભિલાષી થાતા, વિનતીથી સાથેજાતા,
શધસહિત મુનિશ્વર સાથે પહોચ્યા તિહાકનેરે. વસી૦ ૨
તિર્થાધિપતી ને આયરે, ભેટી અતિ હર્ષિત થાયરે;
દર્શન વિજ્યમુનિરાય, કાળધર્મ પામ્ય ગુરૂભાય;
સમ્યક્ પ્રકારે કરિ આરાધના અહિં કનેરે. વસી૦ ૩
આત્માર્થી હતા ઉપગારીરે, એવર્ષ અગાઉ પધારીરે,
ઉપગાર અતિ અહિં કરતા, અહિ અત અવસ્થા ધરતા,
યોગ્ વહુન કરવા તસ શિષ્ય ગયાતા ગણી કનેરે. વસી૦ ૪
વડિદિક્ષા અવસર થાયરે, કેવળ વિજ્ય મુનિરાયરે,
તસમૂળ ગુરૂજી અભાવે, વૃદ્ધિચદ શિષ્ય ત્યા થાવે,
સ્થાપે મુળચદજી ગણી વડિ દિક્ષા દઇ અને રે વસી૦ ૫
ગુરૂભાઇ વિચારથી થાયરે, એ પ્રથમ શિષ્ય મુનિરાયરે,
ઇચ્છા પોતે નહિ ધરતા, સિદ્ધક્ષેત્ર ચોમાસુ કરતા,
વિક્રમ ઓગણી ઓગણત્રીશનુ ગહિ અહિ કને રે. વસી૦ ૬
દેશી પરદેશી આયરે, આવી શ્રાવક સમુદાયરે;
એ ચોમાસુ અહિ રહેતા, પ્રતિ બોધ તેહને દેતા,
' દુર્લભ " પરિચયે મહા ઉપગારી થ્યા અહિ કને રે વસી૦ ૭

---

## ઢાળ—નવમી

( રાગ ધન્યાશ્રી )

સવેગી મુનિ સમુદાય, વધ્યો હવે, સવેગી મુનિ સમુદાય,
ખુટેરાય મુનિ પરિવારની, વૃદ્ધિ વિશેષે થાય વધ્યો૦ (એઆકણી)
જોર ઘટયુ યતિઓનુ સ્થળો સ્થળ, વિચરતા મુનિરાય, વધ્યો૦
રાગી થયા લોકો સાધુના, સુગમ વિચરવુ થાય વધ્યો૦ ૨
કાઠીયાવાડ અને ગુજરાતે, અડચણ જરી ન જણાય, વધ્યો૦
વિહારની તત્પરતા વાળા એહ વખત મુનિરાય વધ્યો૦ ૩

સ્થિર નહિં રહેતા એક સ્થાને, ક્ષેત્ર ઘણાં સચવાય; વધ્યો૦
વિચરતા મુનિરાય સ્થળો સ્થળ, ઉપગારી બહુ થાય. વધ્યો૦ ૪
હાલના સમય માંહે બહુ ભાગે, રહે છે મુનિ સમુદાય; વધ્યો૦
અમદાવાદકે પાલીતાણામાં, જુજ ક્ષેત્ર જળવાય. વધ્યો૦ ૫
લોક રૂચી ઘટતી ગઇ તેહથી, કમિ ઉપગારી થાય; વધ્યો૦
આવું થતું નહિં એહ વખતમાં, વિચરતા મુનિરાય. વધ્યો૦ ૬
એહ બિના મુનિ આગેવાનોને. ધારવા યોગ્ય જણાય, વધ્યો૦
સુગમ વિહાર છતા પરમાદને, શા માટે સેવાય ? વધ્યો૦ ૭
ઉપગાર બુદ્ધિ વડે સહિ કષ્ટને, મુશ્કેલિમાં મુનિરાય; વધ્યો૦
વિચર્યા અહો દષ્ટાંત્ત જો તેહનું, પરમારથ વૃદ્ધિ થાય. વધ્યો૦ ૮
આત્મહિત પ્રયત્ન આધુનિક, આદરવા મુનિરાય. વધ્યો૦
થાય કટિબદ્ધ એહ અમારી, પ્રાર્થના આપને આંય. વધ્યો૦ ૯
ઉત્તમપદ પ્રાપ્તિ વેઠ્યા વિણ, કષ્ટ ન ક્યાંય કળાય; વધ્યો૦
તાપ સહન કરવો પડે * પયને, તોજ માવો ખેંચાય. વધ્યો૦ ૧૦
મથન સહન કરતા દહીંમાંથી, માખણ નીકળી જાય; વધ્યો૦
અગ્નિવ્યથા માખણ પણ સ્હેતા, પ્રાપ્તિ ઘીઇની થાય. વધ્યો૦ ૧૧
માટે મહત્વતા પ્રાપ્તિ માટે કષ્ટની જરૂર જણાય; વધ્યો૦
પૂરવે ઇંદ્રિય મન દેહ દમન કરિ, મોક્ષ ગયા મુનિરાય. વધ્યો૦ ૧૨
એહ ચરિત્ર નાયક સત્કાર્યનું, અનુકરણ જો થાય, વધ્યો૦
આત્મ હિત પરાયણ થાંયે, આધુનિક મુનિરાય. વધ્યો૦ ૧૩
ઓગણી ત્રીશમાં પાલીતાણાથી, વૃદ્ધિચંદજી મુનિરાય; વધ્યો૦
ભાવનગર આવ્યા વિચરતા, ચોમાસું અહિં થાય. વધ્યો૦ ૧૪
ઉઠી ગઇ કેટલાક શ્રાવકની, રૂચિ ક્રિયામાં આંય; વધ્યો૦
શાસ્ત્રા ધાર બતાવી તેહને, દઢ કરતા મુનિરાય. વધ્યો૦ ૧૫
મોટો ભાવનગર હોવાથી, શ્રાવકનો સમુદાય; વધ્યો૦
વિદ્યાભ્યાસ કરી શકે એવા, બાળક પણ દેખાય. વધ્યો૦ ૧૬

---

* પય=દુધ.

જૈનશાળા સ્થાપન કરવાની, એહુથી જરૂર જણાય, વધ્યો૦
ઉપદેશ કરિ મહારાજ આ વખતે, સગવડતા કરે આય વધ્યો૦ ૧૭
પગાર આદિની સગવડ પણ, કરાવતા મુનિરાય, વધ્યો૦
જૈનશાળાનુ શુકલ અગાડની, ચોથે સ્થાપન થાય વધ્યો૦ ૧૮
વતની પાલીતાણાના શ્રાવક, રઘુ તે જાને આય, વધ્યો૦
મહેતાજી નીમતા શાળાના, કાર્ય ઉત્તમ અતિ થાય વધ્યો૦ ૧૯
દેખરેખ અખંડ મુનિ વર્ગની, રહેતા શાળામાય, વધ્યો૦
બે વરસે સંખ્યા બાળકની, અભ્યાસે વધી જાય વધ્યો૦ ૨૦
મુનિ મહારાજશ્રીના ઉપદેશે, ઘણો શ્રાવક સમુદાય; વધ્યો૦
યાત્રા નવાણુ સિદ્ધાચળની, કરવા અન્તર ચ્હાય. વધ્યો૦ ૨૧
ચોમાસુ ઉતરતા શ્રાવક, પાલિતાણે કેઈક જાય, વધ્યો૦
અભિલાષા યાત્રાની તુર્તજ, પૂરણ કરતા આય વધ્યો૦ ૨૨
નિયમ ગ્રહેલ કેઇક શ્રાવકને, અવસર મળતા થાય, વધ્યો૦
દિન્ન દિન્ન વૃદ્ધિ ધર્મ રત્નની, "દુર્લભ" દિલથી ચ્હાય, વધ્યો૦ ૨૩

ઇતિ તૃતિય પરિચ્છેદ સમાપ્ત.

---

## અથ તૃત્તિય પરિચ્છેદ, ઉપસંહાર.

( હવે અવસર જાણી કરિયે મેલાપન માગ — એ રાગ. )

વડિ દિક્ષા અવસર અસલ નામ બદલાય,
પ્રખ્યાત પ્રથમના નામે થતા મુનિરાય,
એહ કારણ ચરિત્ર એ નામ વડેજ લખાય,
સિદ્ધાન્ત અનૂભવ પામ્યા ગુરૂજી પસાય ૧
વૃદ્ધિ કરી અભ્યાસની વૃદ્ધિચંદજી મુનિરાય,
ગુરૂ આજ્ઞા ગ્રહિને રાજનગરથી જાય,
ઓગણીમો ચોદમા સિદ્ધાચળ ગિરિરાય,
ચોમાસુએ માલનુ ભાવનગરમા થાય ૨

કાળ ધર્મ આ સાલમાં પામ્યા સંસારી તાત,
દુઃખકર વ્યાધિ કરે સંગ્રહુણિ આઘાત;
સભા સમક્ષ વ્યાખ્યાનની આજ્ઞા દે ગુરૂરાય,
એ ત્રણે બનાવ અહિં ચરિત્ર નાયકને થાય. ૩
ઓગણી પન્નરમાં શ્રાવક એક ઉજમાલ,
થતા આપે દિક્ષા અહિંયાં દિન દયાલ;
નામ સ્થાપે તેહનું ભાવવિજય મુનિરાય,
ગુરૂ નામનો એહને વાસક્ષેપ નખાય. ૪
અલ્પ વર્ષની દિક્ષા સાધારણ અભ્યાસ,
તો પણ આ સમયે શિષ્યની લાલચા ખાસ;
એ વખત એન્હોં તુ દ્રષ્ટાંતેથી કળાય,
આવ્યા સિદ્ધાચળ જાણ્યા ખબર ગુરૂરાય. ૫
શંઘ સહિત અહિંથી વૃદ્ધિચંદજીમુનિ જાય,
આવે સિહોર થકી પણ મુળચંદજી મુનિરાય;
દેવગુરૂ સહુ વંદતા આનંદિત અતિ થાય,
અહિંયાથી સરવે ભાવનગરમાં જાય. ૬
ચોમાસુ રાખવા આગ્રહ શંઘનો થાય,
અભિલાષા પૂરવા સર્વની બુટેરાય;
પોતે રહેતા અહિં ગોઘે વૃદ્ધિચંદ મુનિરાય,
સિહોર મુળચંદજી ગુરૂ આજ્ઞાથી જાય. ૭
દલિચંદયતિનું ગોઘે જોર અપાર,
વ્યાખ્યાન વાંચવા વિઘ્ન કરે તે વાર;
પણ ચાલી શકયું નહિં થાતા સત્ય પ્રકાશ,
અજ્ઞાન તિમિરનો થાવા લાગ્યો નાશ. ૮
બુટેરાય મુનિનો વિચરતા પરિવાર,
શુદ્ધ ધર્મ પિછાન થઇ એહ સમય આઠાર;
યતિ રાગી સંખ્યા કમિ સ્થળોસ્થળ થાય,
ઇર્ષા યતિ મનમાં તેથી વિશેષ જણાય. ૯

ઓગણી સોળે સહુ આવ્યા સિધ્ધગિરિરાય,
આગ્રહથી સરવે ભાવનગરમા જાય,
ફરી આવી ભેટયા શઘ સહિત ગિરિરાય,
રાજનગર ગુરૂજી મુળચદજી સહુજાય ૧૦

ભાવનગર અહિ થી વૃદ્ધિચદજી મુનિ જાય,
મણીવિજય પન્યાસજી દયાવિમળજી આય,
આવ્યા એ સાલે સાથે ચોમાસુ થાય,
પછી યાત્રા કરીને રાજનગર મુનિ જાય ૧૧

પહોચ્યા અગાઉ કરે અહિ થી ગુરૂજી વિહાર,
પજાબ ભણી ગ્યા ગયા નહિ તે વાર,
વ્યાધિ ગ્રસ્ત શરીર પણ સ્થિર રહેવા ન ચહાય,
રાજનગર માહે હવે વૃદ્ધિચદજી મુનિરાય ૧૨

પ્રતિબોધ આપતા અમર તુર્ત થઈ જાય,
મગનભાઇ કરમચદ દલપતભાઈ ભગુભાય,
પ્રેમાભાઇ શેઠ કરે પુષ્કળ દ્રવ્ય વ્યય આય,
શુભ માર્ગમાહે ધર્મ રાગ દ્રઢ થાય ૧૩

શઘ સહિત કેશરીયા વિનતી કરિ મુનિરાય,
મગનભાઇ કરમચદ અહિ થી તેડી જાય,
તારગા આદિ ભેટી પાછા આવતા આય,
સતરથી વીશ સુધી ચાર ચોમાસા થાય ૧૪

એગણી એકવીશમા દલપતભાઈ ભગુભાય,
વિનતી કરિ સાથે વૃદ્ધિચદજી મુનિરાય,
શઘ સહિત આવતા ભેટવા સિદ્ધગિરિરાય,
દ્રવ્ય વય સુમારે એશી હજારનો થાય ૧૫

ચોમાસુ એ સાલનુ વૃદ્ધિચદજી મુનિરાય,
કરે ભાવનગરમા શેઠ સ્વ સ્થાનકે જાય,

બાવીમાં વિચરતા સાથે એ ગુરૂભાય,
વૃદ્ધિચંદ, મુળચંદજી, રાજનગરમાં જાય. ૧૬

ભગવતિ સુત્રના યોગ્ વહુન કરિ આંય;
ગણી પદવી પામ્યા મુળચંદજી મુનિરાય;
વ્યાધિ ગ્રસ્ત શરીરે ચરિત્ર નાયકથી ન થાય,
હર્ષિત પદવીધર થાતા થયા ગુરૂભાય. ૧૭

આ વરસ હિસામાં દિક્ષામહોચ્છવ થાય,
નિત્યવિજયની આગળ પાંચ શ્રાવકો આંય;
ચારિત્ર ગ્રહણુ કરે તેમાં ત્રણુ ગુરૂભાય,
મોતી ભક્તિવિજય, ને દર્શનવિજય, નિમાય. ૧૮

ઓગણી બાવીશથી પચ્ચીશ સુધી આંય,
કરે ચાર ચોમાસા વૃદ્ધિચંદજી મુનિરાય;
ઉજમણા મહોચ્છવ ત્રેવીશ માંહે થાય,
પચ્ચી હજાર સુમારે ખરચે દલપતભાય. ૧૯

સારો પુસ્તક ભંડાર થયો એ અરસામાં આંય,
સંખેશ્વર યાત્રા નિમિત્ત છવીશે જાય;
ચોમાસુ એ સાલનું રાધણુપુરમાં થાય,
સાંભળ્યું પંજાબથી ગુરૂજી પધારતા આંય. ૨૦

રાજનગર સતાવીશે વૃદ્ધિચંદજી મુનિરાય,
આવી ગુરૂભાઇ સાથે ગુરૂજી સામા જાય;
પાટણુ, પાલણુપુર; થઇ પાલી પહોચાય,
બહુ વરષે મળ્યા ગુરૂ રોમાંચિત્ત સહુ થાય. ૨૧

વળતા આબુજી તીર્થ સાથ ગુરૂરાય,
ભેટિ હર્ષિત થ્યા અપૂર્વ કારિગિરિ આંય;
એ મહાન્ નરોનું જોતાં સમરણુ થાય;
અઢળક દ્રવ્ય ખરચ્યું ભાગ્યશાળીએ આંય. ૨૨

આવ્યા રાજનગરમા અનુક્રમે મુનિરાય,
ચોમાસુ એ શાલનુ ગુરૂ સાથે અહિ થાય,
સિદ્ધગિરિ દર્શનવિજે ગુરૂઆજ્ઞાથી જાય,
યતિ જોર તીર્થમા એહુ સમય દેખાય ૨૩

વ્યાખ્યાન વાચવા અટકાયત કરે આય,
રાગી અતિ યતિના મુગ્ધ લોક દેખાય,
નિભાવી શકયા નહિં થાતા સત્ય પ્રકાશ,
અજ્ઞાન તિમિરનો આખર થયો અહિં નાશ. ૨૪

ઓગણી અઠ્ઠાવીશે ગુરૂ સાથ વિહાર,
કરતા વૃદ્ધિચદ મુનિ લીબડી શહેર મોઝાર,
આવી નિહાળ્યો અહિ પુસ્તક ભડાર,
સારી સ્થિતિમા હર્ષિત થાય અપાર ૨૫

ચોમાસુ એ સાલનુ વૃદ્ધિચદ મુનિ કરે આય,
અહિ થી ધોલેરા ઓગણત્રીશે જાય,
શ્રી પૂજ્ય એ વખતે આવી ગયેલા આય,
પગલા પડાવતા દ્રવ્ય વડે પુજાય ૨૬

ઉન્માર્ગ નિહાળ્યો યતિ પરિગ્રહ દેખાય,
સમજાવી તેહુને વૃદ્ધિચદજી મુનિરાય,
શુદ્ધ ધર્મ તત્ત્વનુ બીજ રોપતા આય,
સઘ સાથે અહીંથી સિદ્ધાચળ ગિરિ જાય ૨૭

કાળધર્મ પામ્યા અહીં દર્શનવિજય મુનિરાય,
બે વર્ષ અગાઉ અહીં આવેલા ગુરૂ ભાય,
ઉપગારી અતિશય સિદ્ધક્ષેત્રમા થાય,
ઉજ્વળ પરિણુતિ અતિ અત સમય જોવાય ૨૮

તસ શિષ્ય ગણીકને રાજનગરમા જાય,
કર્યા યોગ વહન તવ વડિ દિક્ષા ત્યા થાય,
મૂળ ગુરૂજી અભાવે કેવળ વિજય મુનિરાય,
એ ચરિત્ર નાયકના પ્રથમ શિષ્ય નિમાય. ૨૯

ઇચ્છા નહિં શિષ્યની પણ સ્થાપે ગુરૂભાય,
હવે સંવેગી મુનિનો વૃદ્ધિ પામ્યો સમુદાય;
થયું સુગમ વિચરવું નિર્મળ ક્ષેત્રો થાય,
ઉપકાર અમાપ કરે શિષ્ય સહિત બુટેરાય. ૩૦

ચોમાસુ એ સાલનું સિદ્ધાચળ ગિરિ થાય,
ઓગણીસો ત્રીશમાં વૃદ્ધિચંદજી મુનિરાય;
ભાવનગર પધારતા ચોમાસુ ત્યાં થાય,
જૈનશાળા સ્થપાવતા પ્રતિબોધ કરિ ખાંય. ૩૧

એકસો સત્તાવન ગાથાએ પરિચ્છેદ,
ગુજરાતને કાઠીયાવાડમાં પણ ઉમેદ;
પારપાડી વિચરતા ઉપગારી મુનિરાય,
" દુર્લભ " જિનમતના બિજ રોપતા આંય ૩૨



# અથ ચતુર્થ પરિચ્છેદ.

---

( દોહરા )

ચરમ તિર્થ પતિ વંદિયે, શાસન જસ જયવંત;
કરિ ઉપગાર બતાવતા, બુટેરાય મતિ વંત. ૧
શિષ્ય સમર્થ અલંકર્યા, ભારત ભૂમિ મોઝાર;
વિચરી પંચમ કાળમાં, અતિશય કર્યો ઉપગાર. ૨
સનન મુનિ વૃદ્ધિચંદનું, કરિયે જીવન ચરિત્ર;
નિસ્પૃહિ પરમારથ ગુણો, ધરવા નિર્મળ ચિત્ત. ૩

---

## ઢાળ-પહેલી.

( પચમ ભવ કાઽનાગ મન્નિવેશ " એ ગગ )

ઢુઢક મત પજાબે વિશાળ, પ્રારભે વર્ણવ્યો બીજી ઢાળ,
મુનિરાજ શ્રી બુટેરાય, ઢુઢક પથથી નીકળી જાય ૧
કાઈક ખડિત પણ તવ થાય, અટકયુ નહિ એટલેથી આય
મનુષ્ય શરિર ક્ષય બીજ રોપાય, દિનપર દિન વૃદ્ધિતસ થાય ૨
વિચારવત ઢુઢકોના ચિત્ત, શકા ધર કરે એહ નિમિત્ત,
બીજા મહાન્ પુરૂષ તવ થતા, શાસ્ત્રાધાર વડે શોધતા, ૩
શકા નહિ પણ સાચી વાત, જાણી આધારે સિદ્ધાન્ત;
તત્ત્વ જણાવ્યુ ઘણાને એઠામ, મહાન્ પુરૂષ એ આત્મારામ ૪
હિદુસ્તાન આખામા પ્રસિદ્ધ, વિજ્યાનદ સૂરિપદ લિધ,
જન્મ્ય પ્રતાપી પજાબે એહ, તિક્ષણબુદ્ધિ થયા ગુણગેહ ૫
ઢુઢકપથ દિક્ષાતેવાર, લિધેલ ઓગણીદસ મોઝાર,
અનેક શાસ્ત્ર અવલોકે આય, ઢુઢક પોકળ તેમકળાય ૬
એટલે કરતા પૂર્ણ તપાસ, અસત્ય મત જાણ્યો એખાસ,
જિન પ્રતિમા માનવી સત્યએહ, તત્ત્વગ્રાહિ જાણે ગુણગેહ ૭
પીસ્તાળી આગમ પચાગી તાસ, અવરોધી શાસ્ત્રો તવખાસ,
મર્વે કરવા અગીકાર, કગવવા એહ વાત સ્વિકાર ૮
સાથેના ગુરૂભાઈને થાય, સહુને વાત એ મત્ય જણાય,
એકદર વિશરિખો આય, એ મત છોડવા તત્પર થાય ૯
સાહસ નહિ કરતા એકાત, સમજાવી શ્રાવકને વાત,
મમજુ શ્રાવક મમજી જાય, બે ચાર વર્ષ તે દેશમા થાય ૧૦
માત હજાર ઢુઢકની એહ, શ્રદ્ધા ફેરવતા ગુણ ગેહ,
સાથેના સાધુ ઉતાવળા થાય, જાણ્યા છતા હવે કેમ ટકાય ૧૧
ઉન્માર્ગ કુલિગમા ન રેવાય, તજવા તે ઝટ તત્પર થાય,
મલેર કોટલાના રહેનાર, અગ્રવાળ વણિક તે વાર ૧૨
ખરા પતિ મત્લ નામે હતા, દિક્ષીત્ત ઢુઢક પથમા થતા,
ઓગણીસો અગ્યારમા આય, આત્મારામ ગુરૂભાઇ તે થાય ૧૩

ગુરૂભાઇ અગાઉ છ માસ, નિકળ્યા એહ એકાકિ ખાસ;
ઓગણી ત્રીશ માંહે તે વાર, આવ્યા રાજનગર મોઝાર. ૧૪
ઉપગારી મુનિ બુટેરાય, વડિ દિક્ષા દેતા તસ આંય;
ખાંતી વિજય મુનિ નામ સ્થપાય, વૃધ્ધિચંદજી મુનિના ગુરૂભાય. ૧૫
શુદ્ધ પંથ સંવેગે વર્યા, જ્ઞાન ગુણ તપસ્યામાં વધ્યા;
છઠ્ઠ છઠ્ઠ તપથી પારણું આંય, ઘણા વર્ષ કરતા મુનિરાય. ૧૬
આત્મારામ સાથે હતા જેહ, ઉતાવળા રિખો થ્યા તેહ;
વિતતા ઓગણી ત્રીશ ચોમાસ, તજવાને ઢુંઢક મત પાસ. ૧૭
હુશીયારપુરથી કરતા વિહાર, સોળ સાધુ સાથે તે વાર;
ઢુંઢક વેષ તજે તે વાર, મુહપતિ ત્રોડતા માર્ગ મોઝાર, ૧૮
આત્મારામ સહિત મુનિરાય, અનુક્રમે રાજનગરમાં જાય;
શુદ્ધ પંથ રૂચિયે ચિત્ત ઠર્યા, દલપતભાઈ વંડે ઉતર્યા. ૧૯
શાસ્ત્ર વિરૂદ્ધ પ્રરૂપણા આંય, કરતા શાન્તિ સાગર મુનિરાય;
મત એકાંત ઠસાવતા જાય, શ્રાવક તેહથી ઘણા ફસાય. ૨૦
શાન્તિસાગર મુનિસાથ આ ઠામ, ચરચા કરે મુનિ આત્મારામ;
વાદ વિવાદ કુશળતા ભર્યા, નિરૂત્તર શાંન્તિસાગરને કર્યા. ૨૧
જોતા એહનો જ્ઞાન પસાય, શંઘ સર્વ હર્ષિત બહુ થાય;
મુખ્ય કાર્ય આ વખતે આંય, તપગચ્છમાં કોઇ મુનિરાય. ૨૨
શુદ્ધ આચાર વિચારે કળાય, વડિ દિક્ષા તસ પાસે થાય;
અનૂભવ રાખતા એ મન માંય, મહાતિર્થ સિદ્ધાચળ જાય. ૨૩
તિર્થાધિપતી ભેટતા આંય, આલ્હાદિત્ત અતિશય થાય;
ભાવનગર થઇ પાછા જાય, રાજનગર માંહે મુનિરાય. ૨૪
નિર્ણય આ વખતે અહિં થાય, ગુરૂ કરવા મુનિ બુટેરાય;
ઘણા મુનિનો સાથે આંય, મોટો દિક્ષામહોચ્છવ થાય. ૨૫
કેટલાક અન્ય સ્થળેથી આંય, મહોચ્છવપર આવ્યા મુનિરાય;
તેમજ ભાવનગરથી જાય, મહોચ્છવપર વૃદ્ધિચંદજી આંય. ૨૬
ઓગણી એકત્રીશ મોઝાર, શુભ મુહુર્ત અહિ તે વાર;
મોટા મહોચ્છવ પૂર્વક આંય, આત્મરામ આદિ મુનિરાય. ૨૭

વાસક્ષેપ મુનિ બુટેરાય, વડિ દિક્ષા અવસર કરે આય,
આનંદવિજય નામેથી આય, શિષ્ય એહ પોતાના થાય. ૨૮
ફેરવ્યુ નામ ગુરૂજીએ અહિં, પ્રખ્યાતિ મૂળ નામે રહિ,
બીજા સાથે પન્નર મુનિગાય, વાસક્ષેપ કરતા ગુરૂરાય ૨૯
આત્મારામ શિષ્યો તસકરે, સરેવાના નામો અહિં ફરે,
પોરબંદર આદિમા વિહાર, કરતા યતિ આવ્યા એ ઠાર ૩૦
અધ્યાતમ કલ્પ દ્રમાદિ એહ, વાચતા શાસ્ત્ર ઘણા ગુણ ગેહ,
શુદ્ધ માર્ગ રૂચિતવ થઇ, યતિપણુ એહથી તજી દઇ ૩૧
વડિદિક્ષા લેતા એહ આય, થયા ગંભીર વિજય મુનિરાય,
તેજ દિવસ મુનિ બુટેરાય, શિષ્ય વૃદ્ધિચંદ સ્થાપે આય ૩૨
બુટેરાય મુનિપરિવાર, દિન્નદિન્ન વૃદ્ધિ ગ્રહે આવાર,
સંવેગી મુનિનો સમુદાય, " દુર્લભ " સમય વધ્યો ઇમ આય ૩૩

---

## ઢાળ બીજી

( પ્રીતલડી બંધાણી રે, અજીત જીણંદ શુ એ રાગ )

ઉપગારી વૃદ્ધિચંદ મુનિશ્વર આવતા,
વડિદિક્ષા અવસરપર અમદાવાદને,
શ્રી શત્રુંજય તિર્થ સબંધી ચાલતા,
પાલીતાણા દરબાર સામે ફરિયાદજો ઉપગારી૦ ૧

રાજકોટના પોલીટીકલ એજંટની,
આગળ ચાલે આ વરસે એ કામજો,
શાસ્ત્રીય પૂરાવા રજુ કરતા તેહમા,
કરતા અહિં વૃદ્ધિચંદ મુનિ વિશ્રામજો ઉપગારી૦ ૨

યોગ્ય સલ્લાહ પૂરાવા શોધી આપતા,
કાર્ય વાહકને હિંમ્મત આપતા આયજો,
સારૂ દિલ આપે તેહમા વૃદ્ધિચંદ મુનિ,
ચોમાસુ પણ તેહ ઠામજ અહિં થાયજો ઉપગારી૦ ૩

ઓગણી એકત્રીચે ચાતુમાસમાં,
શાન્તિસાગર સબંધી ચર્ચા આંયજો;
ચાલી વધારે પરિણામે મત એહનો,
વૃદ્ધિ પામતો અટકે બળ ક્ષીણુ થાયજો. ઉપગારી૦ ૪
ઓગણીસો બત્રીશમાં વિચર્યા આંયથી,
અનુક્રમે લાઠી દડ મુકામે જાયજો;
મહા શુદી તેરશના દિવસે એ ગામમાં
પ્રતિષ્ઠિત્ત મુળનાયક જિન મંદિર થાયજો. ઉપગારી૦ ૫
થોડા દિવસ રોકાતા એહ નિમિત્ત અહિં,
વિચરતા વળા ગામે આવ્યા મુનિરાયજો;
આ ચાર વિચારે નિસ્પૃહિ મુનિ ને દેખતા,
હર્ષિત થયો અતિશય શ્રાવક સમુદાયજો. ઉપગારી૦ ૬
મુનિ સુવૃત્ત વારે વિમળાપુર આ સ્થળે,
પ્રેમલાલચ્છિ પિતા મકર ધ્વજ રાયજો;
નિમિતજ્ઞ વચને કરે વિવાહ તે પુત્રીનો,
આવી વર્યો [1] નીશાયે આભા પતિ આંયજો. ઉપગારી૦ ૭
વિમાતા આભા પતિ ચંદન રેશને;
એ ઈર્ષાએ કુર્કટ કરિ નટ હાથજો;
સોંપતા ષોડસ વરસે અહિયા આવતા,
પેખી પ્રેમલાલચ્છિ મકર ધ્વજ સાથજો. ઉપગારી૦ ૮
કયારે મનુષ્ય રૂપે થઇ મળીશ હું એહને,
નેત્ર આંસુયે ભરાયા વિચારતા એમજો;
હેમ પીંજર પેખીએ કુર્કટ રાયને,
પ્રેમલાલચ્છિ નિહાળે ધરિને પ્રેમજો. ઉપગારી૦ ૯
એહ સમયસિદ્ધક્ષેત્ર તળાટી આ સ્થળે;
કુર્કટ ચ્રહિ બાળા ઉપર લહિ જાયજો;
પ્રિયા સંગાથે તિર્થ પતીને ભેટતા,
તિર્યંચ રૂપે હર્ષિત અતિશય થાયજો. ઉપગારી૦ ૧૦

---

૧ નીશા=રાત્રી

દર્શન નિમિત્તે સુર્યકુંડ આગળ જતા,
જપા પાત કરે તવ કુર્કટ રાયજો,
તિથ ભૂમિ શુભ પુન્ય પસાયે ત્રુટતો,
પ્રેમલાલચ્છિ પકડતા દોરો આયજો ઉપગારી૦ ૧૧
અસલ રૂપે થયો ચંદ આભાપતિ તીર્થમાં,
પ્રેમલાલચ્છિ સહિત અતિ હર્ષિત થાય જો,
પૂજા કરે તિર્થાધિપતીની દંપત્તિ,
ચંદ ચરિત્ર થઇ એહ હકિકત આય જો ઉપગારી૦ ૧૨
એહ અભાવે કેટલાક વર્ષ વિત્યા પછી,
વલ્લભીપુર શહેર વસેલુ આય જો,
નવસો એંશી વર્સે વીર નિર્વાણથી,
પુસ્તકા રૂઢ પણ આ સ્થળ માહે થાય જો ઉપગારી૦ ૧૩
કરતા શ્રી દેવર્ધિ ક્ષમાશ્રમણ ગણિ,
ઉપયોગી આ વખતે અતિશય થાય જો,
ટગિ પગાસ્ત હાકી કાઢેલા બૌધને,
મલ્લ વાદીએ એહ વખતમા આય જો ઉપગારી૦ ૧૪
શ્રી શત્રુંજય મહાત્મય રચના આ સ્થળે,
શ્રી ધનેશ્વરસૂરિ હાથે થાય જો,
સંવત્ત દસ કાઓતરે વલ્લભી ભૂપતિ,
શિલાદિત્ય વખતમા એહ રચાય જો ઉપગારી૦ ૧૫
ભંગ થતા કોઇ કારણ વલ્લભીપુરનો,
એહ નજીક વસ્યુ વળા શહેર જણાય જો,
પૂર્વોક્ત કારણથી પવિત્ર અહિંની ભૂમિ,
ભાસતા કેટલાક દિવસ રહ્યા મુનિરાય જો ઉપગારી૦ ૧૬
કાયમ યાદગીરીએ મહાન્ નરો તણી,
કોયપણ રિતે રહેવા કાયમ આયજો,
વાત વસીએ વૃદ્ધિચંદ મુનિના દિલમા,
અવસર પણ એ મુલતવી હાલ રખાયજો ઉપગારી૦ ૧૭

શુદ્ધ ધર્મ પ્રતિત્તિ કમિ એ વખતે અહિં,
સંવેગી મુનિ વિહાર અભાવે જણાયજો;
ભક્ષાભક્ષ આચાર વિચાર સુધારતા,
એહ વખત અહિંયા વૃદ્ધિચંદ મુનિરાયજો. ઉપગારી૦ ૧૮

ક્ષેત્ર સુધારવા યોગ્ય સરલ જોઈ શ્રાવકો,
ધ્યાનમાં રાખી ભાવનગર મુનિ જાયજો;
" દુર્લભ " દસિસન એહ પ્રભાવિક મુનિના,
ચાહે અહિંનો વેલાસર સમુદાયજો. ઉપગારી૦ ૧૯

---

## ઢાળ ત્રીજી.

( મન મોહનજી જગતાત વાત સુણો જીનરાજજી રે......એ રાગ. )

એહ સમય મુનિ વૃદ્ધિચંદ, વળા શહેરથી વિચરતા રે;
ભાવનગર ઉપર થઇ તુર્ત, પાલીતાણામાં પધારતા રે. એહ૦ ૧
એ આંકણી.

વિક્રમ ઓગણી બત્રીશ, ચોમાસું એ તીરથે કરે રે;
જૈનશાળાની જરૂર જણાય, તીર્થ સ્થાને એહ અવસરે રે. એહ૦ ૨
દલપતભાઈ દ્વારા વાત, બાબુને એહ જણાવતા રે;
બુદ્ધિસિંહજી બાબુ સાહેબ, મુર્શિદાબાદ એ જાણતા રે. એહ૦ ૩
કરે આપવો ખર્ચ કબુલ, બાબુ સાહેબ ઉલ્લાસથીરે;
જૈન શાળાએ તીરથે સ્થપાય, આવરસે મુનિ પ્રયાસથીરે. એહ૦ ૪
જૈન બાળકોને અભ્યાસ, સગવડતા કરિ આપતારે,
વિતતા અહિં ચાતુર્માસ, ભાવનગર ગયા વિચરતારે. એહ૦ ૫
વિક્રમ ઓગણી તેત્રીશ, ચોત્રી, પાત્રીશ, ત્રણે થતારે;
ભાવનગર ચોમાસા એહ, શાસ્ત્રો અનેક વિલોકતારે, એહ૦ ૬
સવિશેષ જ્ઞાન મહારાજ, સંપાદન કરે એહથીરે;
મેળવવા અનુભવ જ્ઞાન, વધતી જતી રૂચિ તેહથીરે. એહ૦ ૭
શુદ્ધ અધ્યાત્મનું સ્વરૂપ, સમજ્યા હતા વૃદ્ધિચંદ મુનિરે;
ચિંતવનમાં કાયમ એહ, સ્વરૂપ તણી રેતી હતી ધુનિરે. એહ૦ ૮

શુદ્ધ વ્યવહાર પુષ્ટિ કાજ, ક્રિયા કલાપમા પેખતારે;
તોપણ કાયમ સાવધાન, મુનિરાજજી એ હતારે એહ૦-૯
ચલિત મન વાળા સ્થિર, ધર્મ માહે કરવા સત્તારે,
ઉપદેશ શકિત અદભુત, એહવી એહ ધરાવતારે એહ૦ ૧૦
સદ બોધામૃત અમોધ, શ્રોતા સુણે મુનિ વાણીયેરે,
વૈરાગ્ય દશા આવ્યા વિણુ, રહેતી નહિ કોઇ પ્રાણીનેરે એહ૦ ૧૧
ઉપરા ઉપરી ત્રણ વર્ષ, ભાવનગરમા વિતાવતારે,
ઉપકારી અનેક પ્રકાર, જીવો અનેક ને અહિ થતારે એહ૦ ૧૨
ઓગણી છત્રીશ મોજાર, વિનતી વળાના શઘે કીધીરે,
"દુર્લભ" દ્દઢ આગ્રહભાવ, જાણી સ્વિકારે કૃપા નિધીરે એહ૦ ૧૩

---

## ઢાળ ચોથી.

( નામ ઝપીશ નિસ તારૂ મુન્દર શામળીયા એરાગ )

કૃપા દ્રષ્ટિ વળા પર કિધી, કૃપાળુ મુનિશ્વરજી,
[1]પૂર્વોક્ત ભૂમિ નિરખે મુનિ, અમી દ્રષ્ટિ ભરજી.
સાભળ્યુ વૃદ્ધિચ દજી મુનિ આવે, સઘ સકળ હર્ષિત થઇ જાવે;
સામૈયુ સન્મુખ લાવે .. ... કૃપાળુ૦ ૧
મુનિ દરિસન મારગમા થાતા, રોમાચીત્ત સરવે થઈ જાતા;
પધરાવે આડબરે જ્ઞાતા ... ..... કૃપાળુ૦ ૨
મનોરજક પરભાત થ્યુ આજે, સુર્ય પ્રભા ઉદયાચળ છાજે,
તિમ મુનિ પાટ બિરાજે . ... કૃપાળુ૦ ૩
સદ બોધામૃતધે ગુણગેહ, પુષ્કળા વર્ત વરસે જિમ મેહ,
કરિ ક્ષેત્ર ભૂમિને તરેહ કૃપાળુ૦ ૪
પ્રતિ બોધ સુણતા નિત્ય ભાવે, મિથ્યાત્ત્વ તિમિરને દૂર હઠાવે
શુદ્ધ જિન મત બિજ વાવે . . કૃપાળુ૦ ૫
મુનિ, શ્રાવક, આચાર બતાવે, લોકા તપા સહુ સુણવા આવે,
શુદ્ધ પથ જાગૃત્તિ થાવે . કૃપાળુ૦ ૬

---

[1] પૂર્વોક્ત—પ્રાચિન સમય આ ભૂમિ પર ચએલ હકીકત વિચાર॥ વધુ

ગોચરીયે પણ પોતે આવે, ભક્ષા ભક્ષ વિવેક બતાવે;
શ્રાવકા ચાર સમજાવે .... .... .... કૃપાળુ૦ ૭
મિથ્યાત્વના પરવો નહિં કરવા, રસોડે પાણીયારે ચંદરવા;
સુચવે જયણા ધરવા .... .... .... કૃપાળુ૦ ૮
[1]કાઠી ગરાશીયાનો શિણગાર, જોતા ઘણા શ્રાવકને [2]દ્વાર;
કહે આશું ? વિરૂદ્ધાચાર .... .... .... કૃપાળુ ૯
સુચના માત્ર વડે [3]દુર થાયે, બહુ ઉપગાર કર્યો મુનિરાયે;
સડો ટકયો નહિ કયાંયે. .... .... .... કૃપાળુ ૧૦
સરલ પરિણામી જોઇ પ્રાણી, લાભ વિશેષ થતો આહિ જાણી;
ચાતુર્માસ રહ્યા બે નાણી. .... .... .... કૃપાળુ ૧૧
પ્રતિબોધ અમોઘ સુણાવે, [4]અષ્ટન્હિકા મહોચ્છવ થાવે;
માલજીશા કરે ભાવે. .... .... .... .... કૃપાળુ ૧૨
લોંકા તપાનો ભેદ નિવારે, જિનમત શુદ્ધ સરવે દિલ ધારે;
ઉપગાર કર્યો એ ભારે. .... .... .... કૃપાળુ ૧૩
[5]ઉપાશ્રય [6]જિન મંદિર એહ, શોભા ધરાવી રહ્યા અહિં જેહ;
તાસ પ્રયાસ ફળ એહ. .... .... .... કૃપાળુ ૧૪
ભાણુજી ભીમજી શેઠ [7]દુહિતા, ફુલીબાઇ ગુરૂ બોધ સાંભળતા;
શુભ દ્રવ્ય સ્હાય અહિં કરતા. .... .... .... કૃપાળુ ૧૫
[8]કાંઠલી અંહિં આઠસો રૂપીયાની, દીપચંદ સુત નાનચંદ શાની;
પ્રતિ બોધી અપાવતા જ્ઞાની. .... .... .... કૃપાળુ ૧૬

---

૧ કાઠી ગરાશીયાનો શણગાર=હોક્કા ઉપર રૂપુ મઢેલ્ર ફુલો મુકેલ્ર તેવા. ૨ શ્રાવકોને દ્વાર=ઘણા ઘરે શ્રાવકોને ત્યાં જોયા. ૩ જે ફક્ત સુચના માત્ર વડે દૂર=કાઢી નાખ્યા એક દિવસે લગભગ ૪૦ હોકા ફોડી નાખ્યા હતા. ૪ અટાન્હિકા=આઠ દિવસ ઉજમણા સહિત મહોત્સવ. ૫ ચાર માળનું ઉપાશ્રયનું મુકામ કેટલિક દ્રવ્યની સહાય કરાવી આપી બંધાવવા ઉપદેશ કર્યો ૬ નવુ જિનમંદીર જેનું ખાત મુહુર્ત પોતે ઉપદેશ આપી કરાવ્યું. ૭ ભાવનગરના રહિશ શેઠ ભાણજી ભીમજીની દીકરી તે વોરા હઠીશંઘ ઝવેરચંદની પત્ની ફુલીબાઇએ આંહીના ઉપાશ્રયની ટીપમાં સારી રકમ આપી. મહારાજશ્રીના બોધથી. ૯ ભાવનગરના રહિસ શા નાનચંદ દીપચંદના ઘરની ગુરૂમહારાજના પ્રતિબોધથી આંહીના દેરાસરામાં હેમની કાંઠલી ૧ આશરે રૂ ૮૦૦ ) ની કીંમતની આવી છે.

ખ્યાતિ વળાની જણાય જે આજે, એ ઉપગાર કીધો મુનિરાજે,
ફળ્યો કલ્પવૃક્ષ શુભકાજે . કૃપાળુ ૧૭
[૯]પૂર્વોકત ભૂમિ સુધારવા કાજે, ધાર્યું હતુ દિલમા મહારાજે,
ફળીભુત જોવાય એ આજે .... કૃપાળુ ૧૮
"દુર્લભ" પચમ કાળે પધારી, નિષ્કટક કર્યું ક્ષેત્ર સુધારી,
નિસ્પૃહિ અમાપ ઉપગારી . ..... .... .. કૃપાળુ૦ ૧૯

---

## ઢાળ પાંચમી.

( ધન ધન તે દિન માયરો ( રામગ્રી ) એ રાગ. )

ઉપગારી વૃદ્ધિચદ મુનિ, કરે બહુ ઉપગાર,
ઓગણી છત્રી, સાડત્રીયે, ગહિ વળા મોજાર ઉપગારી૦ (એ આંકણી)
સવત ઓગણી આડત્રીશે, કરવાને વિહાર,
વિચારતા મહારાજજી, એ હવે તે વાર ઉપગારી૦ ૨
અમાવાશ્યાએ ફાલ્ગુનની, ગજનગર મોજાર,
કાળધર્મ પામ્યા ગુરૂ, સાભળ્યા સમાચાર ઉપગારી૦ ૩

---

૯ પૂર્વોક્તભૂમિ=પ્રાચિન કામો જે ભૂમિપર કરીગયા તે મહાત્માના નામ અમર રાખવાની ઇચ્છા. તે પણ ગર આની કારણ હાલ તેઓની મુર્તિ પધરાવવા ગુરૂ મન્દિર પણ બાધવુ શરૂ થઇ ગયુ છે જે મહાત્માની ઇચ્છાને સિંચન તેમના ગુરૂભાઇ શ્રીમદ્વિજયાનદસૂરિના પ્રશિષ્ય શ્રીમાન મુનિ હસ વિજયજી મહારાજે આઇ કરિ બહુ ઉપગાર કર્યો છે નના દેરાસરજીમા ભવ્ય મુળની શ્રી પાર્શ્વનાથજી મહારાજની મુળ નાયક તરિકે અને બેપડખે તેત્રી ગડામા શાન્તિનાથજી મહારાજની મુર્તિઓ છે તે આ મહાત્માએ દક્ષિણમા ખાસ પ્રયાસ કરિ આઇના શ્રાવકોને તેડાવી પોતે બુરાનપુરથી શઘને સમજાવી અપાવી અને ગુરૂ મન્દિર માટે પણ પોતે પ્રયાસ કરિ કેટલીક દ્રવ્યની સ્હાય આપી છે જે ઉપગારી મહાત્માની ઇચ્છાને પાર પાડવામા અને આઇના શઘ પર ઉપગાર કરવામા અવર્ણનિય સ્તુતિ પાત્ર છે ભાગ્યશાળી પુરૂષોના વિચાર તમના અભાવે પણ તેમનાજ પરિવારથી આઇ ઘણે ખરે ભાગે પુરા પડયા છે એટલે તેમનો ઉપગાર આ ક્ષેત્ર પર ત્વે અમાપ છે એ કહેવુ વાસ્તવીક છે.

સ્વાર્થી સબંધી સંસારના, જોતા સર્વ જણાય;
નિ:કારણુ બન્ધુ ગુરૂ, એકાંત્ત હિતદાય. ઉપગારી૦ ૪
ખેદ થયો અતિ દિલમાં, વિરહે ગુરૂરાય;
આલંબન દેઇ ઉદ્ધર્યા, વિચારે મુનિરાય. ઉપગારી૦ ૫
જીંદગીભર ભક્તિ વડે, બદલો ન વળાય;
લાભ વૈયાવચ્ચનો મળ્યો, પ્રથમ વય માંય. ઉપગારી૦ ૬
શરિર સશક્ત ત્યારે હતા, સાથે ગુરૂરાય;
પરંતુ પછીથા વિહારની, ગુરૂ આજ્ઞા થાય. ઉપગારી ૭
અનેક ભવ્ય જીવો પ્રતિ, કરવા ઉપગાર;
શક્તિ મંદ રહેતી હતી, તોપણુ કરતા વિહાર. ઉપગારી૦ ૮
ગુરૂ વૈયાવચ્ચ લાભને, મેળવી ન શકાય;
લક્ષએ કારણુ આવતા, અતિશય પસ્તાય. ઉપગારી૦ ૯
સંસારીને પિતા અને, મુનિને ગુરૂરાય;
શિરછત્ર પુજ્યપાદએ, ઉપકારી ગણુાય. ઉપગારી૦ ૧૦
છદ્મસ્થ પણુાને યોગે કોઇ, કાર્ય માંહે ભુલાય;
નિવારણુ તેહનું કરે, કૃપાળુ ગુરૂરાય. ઉપગારી૦ ૧૧
ચારિત્ર પ્રતિ પાલન હેતુ ભુત શિષ્યની *કાય;
વસ્ત્ર પાત્રાદિમાં રાખતા, તજવીજ ગુરૂરાય. ઉપગારી૦ ૧૨
એવા ગુરૂના અભાવથી, દીલગીરી ન થાય;
શિષ્ય શબ્દ તેહને નહિં ઘટાવી શકાય. ઉપગારી૦ ૧૩
શ્રી મહાવીર જિન વિરહે, કર્યો ખેદ અપાર;
ચાર જ્ઞાન-ધરતા હતા, ગૌત્તમ ગણુધાર. ઉપગારી૦ ૧૪
રચનારા દ્વાદ શાંગીના, બાળકનો ગણુાય;
પારાવાર ગુરૂ વિરહે, વ્યથા તો પણુ થાય. ઉપગારી૦ ૧૫
અનુપમેય ભક્તિ ભાવથી, રાખવા ગુરૂરાય;
સુચવતું નથી દષ્ટાંત્ત શું ? સંભળો આંય. ઉપગારી૦ ૧૬

* કાય=શરિર.

શિષ્ય અર્વાચિન સમયમા, કુપુત્રની જેમ,
વ્યાખ્યાન શક્તિ સુધી ધરે, ગુરૂ ભક્તિમા પ્રેમ — ઉપગારી૦ ૧૭

એકલ વિહારી થઇ જતા, શક્તિ પ્રાપ્ત જ્યા થાય,
કેટલુ બધુ અઘટિત એ, ગુરૂ સગ ન ર્‌હાય — ઉપગારી૦ ૧૮

ગુણુમા આગળ વધતા નથી, આધુનિક મુનિરાય,
મુખ્ય કારણુ ગુરૂ ભક્તિની, તેમા ખામી જણાય — ઉપગારી૦ ૧૯

પ્રાર્થના થયા છતા ઇંદ્રની, બે ઘડીનુ આય,
વધારી ન શકયા જુઓ, મહાવીર જિનરાય — ઉપગારી૦ ૨૦

થયું નથી થાવાનુ નથી, કોઇ કાળે એમ,
ઇંદ્રપતિ એહ વખતમા, ભગવન્ત કે તેમ — ઉપગારી૦ ૨૧

દ્રઢ વિશ્વાસ એ વચનનો, રાખી મુનિરાય,
ગુરૂ મહારાજ વિયોગના, શોકથીશાન્ત થાય — ઉપગારી૦ ૨૨

ઉપકારી પજાબના, ખાસએ ગુરૂરાય,
"દુર્લભ" તસ પરિવારથી, ઉપગાર થયો આય — ઉપગારી૦ ૨૩

ઇતિ ચતુર્થ પરિચ્છેદ સમાપ્ત.

---

## અથ ચતુર્થ પરિચ્છેદ ઉપસંહાર.

(હવે અવસર જાણી કરિયે સલેખણુ સાર—એ રાગ)

જામેલ પજાબે હુઢક પથ વિશાળ,
પ્રથમ પરિચ્છેદે વર્ણવ્યો ખીજી ઢાળ,
શુદ્ધ તત્ત્વના આહક પ્રસિદ્ધ મુનિ બુટેરાય,
અસત્ય પથ એ જાણુતાની ટળી જાય ) ૧

જેમ મનુષ્ય અગમા ક્ષયના બિજ રોપાય,
દિન દિન ક્ષીણુ હાલત એ વ્યક્તિની તસ થાય,

બિજા મહાન્ પુરૂષ થયા, એહમાં આત્મારામ,
ઓગણીસો દસમાં દિક્ષા ગ્રહેલ એ [1]ઠામ. ૨

અવલોકન કરતા શાસ્ત્ર અનેક તે વાર,
ઢુંઢક મત પોગળ જાણતા ચિત્ત મોઝાર;
એટલે એ વાતની કરતા પૂર્ણ તપાસ,
જિન પ્રતિમાં માનવા જાણ્યું સિદ્ધાંતથી ખાસ. ૩

પંજાબે જનમ્યા પૂર્ણ પ્રતાપી એહ,
તિક્ષણ બુદ્ધિવડે કરિ શોધન ગુણ ગેહ;
હિંદુસ્તાન આખામાં થાય વીદેશ પ્રસિદ્ધ,
વિજયાનંદ સૂરિપદ પ્રાપ્ત જેમણે કીધ. ૪

જિન પ્રતિમા માનવી જાણતા સત્ય મત એહ,
ગુરૂભાઈને સાથમાં સુચવતા ગુણ ગેહ;
વીશ રિખો એકંદર છોડવા તત્પર થાય,
સાહસ નહિં કરતા કેઈક ઉધરવા આંય. ૫

ખરા પતિ મલ્લ નાંમે અરૂવાળ વણિક,
ગુરૂભાઇ એહના જાણી મત એ અઠીક;
નીકળી ગયા એકલા આવ્યા અમદાવાદ,
શુદ્ધ પંથમાં દિક્ષા લેતા ધરિ આલ્હાદ. ૬

બુટેરાય શિષ્ય એ ખાંન્તિ વિજય મુનિરાય,
વડિ દિક્ષા ગ્રહિને રાજનગરમાં થાય;
છઠ્ઠ છઠ્ઠ તપ પારણું ઘણા વર્ષ કરે આંય,
થયા પૂર્ણ પ્રતાપી વૃદ્ધિચંદજી ગુરૂભાય. ૭

સાત હજાર ઢુંઢકની શ્રદ્ધા ફેરવે આંય,
કુમતથી બચાવવા આત્મારામ મુનિરાય;
ઉતાવળો થાતા સાથેનો પરિવાર,
હુશીયાર પૂરથી કિધો આ તરફ વિહાર. ૮

---

૧ ઠામ–ઠેકાણે–એ પંથમાં.

તજે વેશ ઢુંઢકનો મારગમાં ગુણુ ગેહ,
પન્નર મુનિ સાથે મુહપતિ ત્રોડતા એહ,
વિચરતા અનુક્રમે રાજનગર મોઝાર,
દલપતભાઈ વંડે આવી રહ્યા અણુગાર ૯

કરિ શાન્તિ સાગરથી ચરચા આત્મારામ,
નિરૂત્તર કરિ દેતા શંઘ સકળ આ ઠામ,
એહ સમયે તેહનો ઉત્તમ જ્ઞાન પસાય,
પરિચયથી જોતા આનંદિત્ત અતિ થાય, ૧૦

મુખ્ય કાર્ય આ વખતે તપ ગચ્છિ મુનિરાય,
શુદ્ધ આચાર વિચારે જોતા જેહ કળાય,
વડિ દિક્ષા તેહની આગળ લેવા ચ્હાય.
આ વખતે અહિંથી જાતા સિદ્ધ ગિરિરાય ૧૧

તિર્થાધિપતીને ભેટી રોમાંચિત્ત થાય,
ભાવનગર ઉપર થઇ રાજનગર મહુ જાય,
બુટેરાય મુનિને સ્થાપવા અહિં ગુરૂરાય,
આત્મારામ સહિત તે સહુનો નિશ્ચય થાય ૧૨

ઓગણીસો એકત્રીશ મહોચ્છવ પૂર્વક આય,
વડિ દિક્ષા દેતા પ્રસિદ્ધ મુનિ બુટેરાય,
આત્મારામ નામ અહિં આનંદ વિજય નિમાય,
પણ અસલ નામથી શિષ્ય પ્રસિદ્ધ તમ થાય ૧૩

આત્મારામજી સાથે પન્નર હતા મુનિરાય,
તે શિષ્ય તેહના સ્થાપે અહિં ગુરૂરાય,
મહોચ્છવ પર મુનિયો આવે બહુ સમુદાય,
આવ્યા ભાવનગરથી વૃદ્ધિચંદજી મુનિરાય ૧૪

પોરબંદર આદિમાં એહ સમય મોઝાર,
વિહારને કરતા આવ્યા યતિ એ દાર,

અધ્યાતમ કલ્પદ્રુમાદિ વાંચતા એહ,
શુદ્ધ માર્ગ ખપી થઇ આવેલા ગુણગેહ. ૧૫

વડિદિક્ષા અવસર એહને બુટેરાય,
વૃદ્ધિચંદ મુનિના શિષ્ય નિમતા આંય;
નામ સ્થાપતા એહનું ગંભિરવિજય મુનિરાય,
એ ચરિત્ર નાયકના શિષ્ય પ્રતાપી થાય. ૧૬

આવ્યા ચરિત્ર નાયક આ વખતે અમદાવાદ,
ચાલે પાલીતાણાના નૃપ સામે ફરીયાદ;
રાજકોટના પોલિટિકલ એજંટની પાસ,
એહ તીર્થ સબંધના કામે રહ્યા અહિં ખાસ. ૧૭

શાસ્ત્રીય પૂરાવા શોધી આપતા આંય,
ચોમાસુ એ સાલનું એહ નિમિત્તે થાય;
કાર્યવાહક પ્રતિ દ્યે હિમ્મત અતિ મુનિરાય,
બળ ક્ષીણ કરતા મત શાન્તિસાગરનો આંય. ૧૮

ઓગણી બત્રીશમાં વૃદ્ધિચંદજી મુનિરાય,
લાઠીદડ પર થઇ વળા મુકામે જાય;
પૂર્વોક્ત ભૂમિનું સ્મરણ કરે મુનિ આંય,
ભદ્રિક પરિણામી શ્રાવકો આંય કળાય. ૧૯

સુધારવા લાયક ક્ષેત્ર જોઇ મુનિરાય,
ભાવનગર ઉપર થઇ સિદ્ધક્ષેત્રમાં જાય;
ચોમાસુ એ સાલનું તીર્થ ભૂમિમાં થાય,
જૈનશાળા સ્થપાવતા એહ વખતમાં આંય. ૨૦

ઓગણી સો તેત્રીશ, ચોત્રીશ, પાંત્રીશ માંય,
કરે ચાતુર્માસ એ ભાવનગર મુનિરાય;
અવલોકન કરતા શાસ્ત્ર અનેક રહિ આંય,
સવિશેષ જ્ઞાન અનૂભવ સંપાદન થાય. ૨૧

અધ્યાત્મ સ્વરૂપ શુદ્ધ સમજ્યા હતા મુનિરાય,
અનેક જીવને ઉપગારી અહિં થાય,
છત્રીશે વળાથી આવી શાધ સમુદાય,
કરિ વિનતી મુનિને વળા શહેર લઈ જાય ૨૨

શુદ્ધ ધર્મ પ્રતિત્તિ મુનિ શ્રાવક આચાર,
બતલાવી સુધારિતા ક્ષેત્ર એ સમય મોઝાર,
ઉજમણા મહોચ્છવ થાય અહિં તેવાર,
કરે ચાતુર્માસ બે જાણી લાભ અપાર ૨૩

સુશોભીત ઉપાશ્રય, જિન મન્દીર થયા આય,
શુદ્ધ પથ ખપી સહુ વળા શહેરમા થાય;
આ શહેર પ્રસિદ્ધી આ સમયે દેખાય,
એ પુર્ણ પ્રતાપી વૃદ્ધિચદ મુનિ પસાય ૨૪

અમાવાસ્યા ફાલ્ગુનની આડત્રીશ મોઝાર,
કાળધર્મ પામ્યા ગુરૂ રાજનગર તે વાર,
વૃદ્ધિચદ મુનિ અહિં સાભળતા સમાચાર,
દિલગીર થયા ગુરૂ વિરહે પારાવાર ૨૫

વધારી શક્યા નહિં મહાવીર જિનરાય,
ઇંદ્ર પ્રાર્થના કરતા બે ઘડીનુ પણ [1]આય,
મન્તિવન્ત વિચારતા મુનિશ્વર જ્ઞાન પમાય,
ગુરૂવિરહ શોકની શાન્ત વ્યથા તવ થાય ૨૬

ઉપગારી પજાબના ખાસ હતા ગુરૂ રાય,
ઉપકાર અમાપ કર્યો તસ પરિવારે આય,
ગાથા એકસોદસ પરિચ્છેદ મોઝાર,
" દુર્લભ " દિલ નિર્મળથાય ચરિત્ર આધાર ૨૭

---

૧ આય– આયુષ્ય.

# અથ પંચમ પરિચ્છેદ.

( દોહરા )

પ્રથમ પ્રભુજી પ્રણમીયે, આદીશ્વર જિનરાય;
મુનિ વૃદ્ધિચંદ ચરિત્રનું, આગળ વર્ણન થાય. ૧

## ઢાળ–પહેલી

( જન્મ જરા મરણે કરિએ, એ સંસાર અસાર તો—એ રાગ )

ગુરૂ મહારાજ હયાતીમાં એ, મુળચંદજી મુનિ રાય તો;
પુન્ય પરાક્રમ એહનું એ, ઉત્તમ શક્તિ કળાયતો. ( એ આં૦ ) ૧
ઉત્તરા અવસ્થામાં રહીએ, એકાંત્તે ગુરૂ રાજતો;
સંઘાડાનું એહને એ, સર્વ ભળાવે કાજ તો. ૨
ગુરૂ મહારાજ કરે હવે એ, પંચ પરમેષ્ટિ ધ્યાન તો;
ચતુર્માસ રહેવા તણુ એ, યોગ્ય સ્થળે ફરમાન તો. ૩
દિક્ષા યોગ્ વહન તણું એ, વડિ દિક્ષાનું કામ તો;
ભણવા ગણવા આદિનું એ શિષ્ય સંભાળ તમામ તો. ૪
ગુરૂજી હયાતીમાં કરે એ, મુળચંદજી મુનિરાય તો,
આતાપ નામ તસ કર્મથીએ, આણા પૂર્ણ મનાય તો. ૫
કિચિત્ત માત્ર પણ ભુલતાએ, ડરે શિષ્ય સમુદાય તો;
ગુરૂ વિરહે ગણીજી હવે એ, પૂર્ણ સત્તાધિશ થાય તો. ૬
સ્થિતિએ સરખા હતા એ, વૃદ્ધિચંદજી ગુરૂ ભાય તો;
પરંતુ ગુરૂ આજ્ઞા પરે એ, ગણી આજ્ઞા ચિત્ત ચ્હાય તો. ૭
કરિ વિહાર વગા થકીએ, વૃદ્ધિચંદજી મુનિરાય તો;
જેઠ માસ આડત્રીશે એ, ભાવનગર મુનિ જાય તો. ૮
પ્રવેશ મહોત્સ્વ ઠાઠથી એ, કરે શંઘ સમુદાય તો;
અંદર અંદર અહિં શંઘમા એ, ચાલતી હતી જુદાય તો. ૯

ઐકયતા થઇ ગઇ એ હવે એ, આવી જતા ગુરૂગય તો,
પ્રભાવિકપણુ  ઐહવુ એ, શાન્તિ દ્રષ્ટિએ થાય તો.   ૧૦
વચન એવુ  કહેતા નહિ એ કોઇનુ  મન દુ ભાય તો,
પાસે બોલાવા માત્રથી એ, શાન્ત હૃદય થઇ જાય તો   ૧૧
શહેર ભાવનગર માહે એ, મુખ્ય દેરાસ૦ માય તો
ડાબી બાજુ બધાયલુ એ, નવુ દેરાસર આય તો   ૧૨
અટકી પ્રતિષ્ટા એહની એ, વરસ છ લગભગ જાય તો,
પધારતા વૃદ્ધિચ દ મુનિ એ, તુર્ત નિર્ણય તસ થાય તો   ૧૩
શ્રાવણ વદી ત્રીજનુ  એ, શુભ મહુર્ત નિમાય તો,
મુળનાયક પ્રભુ પાર્શ્વજીએ, પ્રતિષ્ટિત્ત એ દિન થાય તો.   ૧૪
ઓગણી  આડત્રીશમા એ, એહ પ્રતિષ્ટા થાય તો,
" દુર્લભ " ગુરૂ પ્રતિ બોધથી એ, સારી ઉપજ થઇ જાય તો   ૧૫

---

## ઢાળ–બીજી.

( એ વ્રત જગમા દિવો મેરે પ્યારે એ વ્રત જગમા દીવો  એ રાગ )

ગુરૂજી પૂરણુ પ્રભાવી મેરે પ્યારે ગુરૂજી પૂરણુ પ્રભાવી,
સ્થાપન જૈનશાળાનુ કરાવેલ, ઓગણી ત્રીશમા આવી મેરે પ્યારે૦   ૧
( એ આકણી. )
ભાવનગર ઉછરતી વયના, જૈન બાળક એ પ્રયાસે,
અભ્યાસ તેહ વડે કરિ કાઇક, વૃદ્ધિ પામેલ ઉલ્લાસે  મેરે પ્યારે૦   ૨
સ વત્ત ઓગણીસો આડત્રીસમા, શ્રાવણુ શુદની ત્રીજે,
શ્રી જૈનધર્મ પ્રસારક નામની, સભા સ્થાપન એહ કીજે મેરે પ્યારે૦   ૩
ઓગણી આડત્રીશે વળાથી, વૃદ્ધિચ દજી મુનિ આવે,
કૃપા દષ્ટિ કરે એહ સભા પર, દિન પરદિન વૃદ્ધિ પાવે મેરે પ્યારે૦   ૪
સ ગ્રહણિ વ્યાધિ ગુરૂ તનમા, કરિ નિવાસ રહેલો,
શક્તિ ફેલાવી ગ્હો દિન પર દિન, પૂર્વે જેહ કહેલો મેરે પ્યારે૦   ૫
શરિર અશકત તદન મહારાજનુ, મ દ શક્તિ થઇ જાવે,
સ્થિર વાસ કરવો પડશે એમ, એહથી ગુરૂ દિલ આવે મેરે પ્યારે૦   ૬

અલ્પ શક્તિ સુધી મહારાજજી, વિચર્યા વિણ નહિં રહેતા;
હજુ પણ શક્તિ વધે તો કાંઈક, ધારે વિચરવા નેતા. મેરે પ્યારે૦ ૭
શ્રી શત્રુંજય રૈવત ગિરિની, યાત્રા કરવા ભાવે;
અભિલાષા વર્ત્યા કરતીથી, શક્તિ જો કાંઈક આવે. મેરે પ્યારે૦ ૮
પૂર્ણ થઇ નહિં એ અભિલાષા, ક્ષેત્ર ફરસના અભાવે;
કેટલીક બાજુ પધારવા ડોળીયે, પ્રેરણા ગુરૂજીને થાવે; મેરે પ્યારે૦ ૯
મોટા ગણાવાથી પોતે પણ, માર્ગ એ પ્રચલિત્ત થાવે;
ઇચ્છા થતી નોતી તેમ કરવા, ધ્યાનમાં તેથી ન લાવે. મેરે પ્યારે૦ ૧૦
વિક્રમ ઓગણી આડત્રીશના, ચાતુર્માસથી નેતા;
સર્વકાળ નિર્વાણ પર્યંત્ત હવે, ભાવનગરમાં રહેતા. મેરે પ્યારે૦ ૧૧
ગુરૂ આજ્ઞાથી મોતિ વિજય મુનિ, ગોઘા શહેર પધારે;
ઓગણી ઓગણચાળીશમાં ત્યાં, થયા ઉપધાન તે વારે. મેરે પ્યારે૦ ૧૨
શ્રાવક શ્રાવિકાઓને ક્રિયા તે, મોતિ વિજયજી કરાવે;
મહોચ્છવ સમૃવ ચરણ રચનાનો, માળ સમય પર થાવે. મેરે પ્યારે૦ ૧૩
યાત્રાળુના રખોપા બદલની, રકમના નિર્ણય કાજે;
પાલીતાણા દરબારને દેવા, ચરચાતા એહ આજે. મેરે પ્યારે૦ ૧૪
સંવત્ત ઓગણી ચાળીશ પ્રારંભે, કામ એ હાથમાં આવે;
કાર્ય વાહક મુખ્ય રાજનગરના, એહ નિશ્ચય પરજાવે. મેરે પ્યારે૦ ૧૫
અમુક રકમ યાત્રાળુ દિઠ તસ, દેવી ઠરાવવા ધારે;
ઉધડ રકમથી કારખાના પર, બોજો થવાના વિચારે. મેરે પ્યારે૦ ૧૬
સુજ્ઞ શ્રાવક કેટલાક એ મત્તને, સમ્મત્ત થવાને ન ધારે;
અનેક પ્રકારની અડચણ એહથી, ઉભી થવાના વિચારે. મેરે પ્યારે૦ ૧૭
ખરી અગત્યની વખતે કદાપી, યાત્રાળુ કોઇ રોકે;
પાસ ટિકીટ સાચવવા પડશે, ચીવટ ન રહેતા ટોકે. મેરે પ્યારે૦ ૧૮
મોટું જુથ સિપાઇનું એહથી, ડુંગર ઉપર એહ રાખે;
થાય ઉપાધી રૂપ એ કાયમ, મત્ત કેઇક એમ ભાખે. મેરે પ્યારે૦ ૧૯
આવી અનેક અડચણનો સંભવ, એહ બાબતમાં જણાએ;
વાર્ષિક રકમ ઠરાવી આપવી, તેહથી યોગ્ય ગણાએ. મેરે પ્યારે૦ ૨૦

મોભાવાળા કોઇ ગ્રહસ્થ પ્રમાણીક, અમલદાર બિચ આવે;
યોગ્ય ઉધડ વાર્ષિક રકમનો, તો નિર્ણય થઇ જાવે   મેરે પ્યારે૦ ૨૧
મોટા પાયા ઉપર કરવુ ફંડ, વ્યાજથી ઉધડ અપાયે,
કારખાના શીર એહુ રકમનો, બોજો જેથી ન થાયે   મેરે પ્યારે૦ ૨૨
વૃદ્ધિચંદજી મુનિ ભાવનગરમા, સમ્મત્ત એ મત્તને થાવે,
કાર્ય વાહક મુખ્ય રાજનગરના, ગુરૂ વિચારમા આવે   મેરે પ્યારે૦ ૨૩
ગળે ઉતારવા વાત એ તેહને, ધ્યાનમા લયે ગુરૂતેથી,
અહિના શાધનાઆગેવાનોને, કરતા પ્રેરણા એથી   મેરે પ્યારે૦ ૨૪
ઓગણી ચાળીશ મૃગશર માસે, આજ્ઞા ગુરૂની થાતા,
રાજનગર દશ ગ્રહસ્થો અહિના, સમજાવા તે જાતા   મેરે પ્યારે૦ ૨૫
પૂર્વોકત વિચારને એ ગ્રહસ્થોના, લક્ષમા એહ ઉતારે,
ઉધડ ઓગણી બે તાળીશમા, થઇ ગઇ એહ આધારે   મેરે પ્યારે૦ ૨૬
પૉલીટિકલ એજન્ટ મિ૦ વોટ્સન, સાહેબ વચ્ચમા રહેતા,
પન્નર હજાર ઉધડા દર વર્ષે, દેવા ચોક્કસ કરિ દેતા   મેરે પ્યારે૦ ૨૭
પાલીતાણા નૃપ સાથે ઠરાવએ, ચાળીશ વરસનો થાવે,
"દુર્લભ" બહુધા ગુરૂમહારાજનો, નિર્ણય અમલમા આવે   મેરે પ્યારે૦

---

## ઢાળ—ત્રીશ.

( રાગ-મોર. )

ગુરૂજી દિર્ઘ દ્રષ્ટિ ગંભિર સ્વભાવને ધારતા રે,
ફરે નહિ બહુધા ગુરૂજી જયે નિર્ણય પર આવતા રે,
શ્રી સિદ્ધાચળ તીરથ કેરા, કાર્ય બિજા શુભ કિધ ઘણેરા,
ભાવનગર શાંઘે સલાહ ગુરૂ આપતા રે   ગુરૂજી૦ ૧ ( એ આંo)
ઉત્તમ સલાહ ગુરૂ એવી બતાવે, નાગી પાસ કોઇ કાર્ય નથાવે,
મહા તીર્થ સબંધમા લાગણી ઉત્તમ રાખતા રે   ગુરૂજી૦ ૨
રાજ્ય નોકરો અવરથી થાવે અડચણ કોઇ તીરથમા આવે,
અહર્નિશ મેળવી ખબર ધ્યાનપર રાખતા રે   ગુરૂજી૦ ૩

પ્રેરતા ભાવનગરના શંઘને, અળસાવા તીરથ પ્રતિબંધને;
જાગૃત્તિ રાજનગર મુંબઇ પણ આપતા રે. ગુરૂજી૦ ૪
ભાવનગરના શંઘની દ્વારા, કાર્ય અમોઘ ગુરૂજી કરનારા;
" દુર્લભ " યોગ્ તસ ભાગ્ય બળે ભવિ પામતા રે. ગુરૂજી૦ ૫

---

## ઢાળ-ચોથી.

( પુષ્ઁલ લઇ વિજયે જ્યોરે નયરી પુંડર ગિરિસાર—એ રાગ )

રાજનગરથી પધારીયા રે, ભાવનગર મોઝાર;
ચરિત્ર-નાયક વૃદ્ધિચંદ મુનિ રે, ત્યાર બાદ તે વાર.
ગુરૂજી પેખતા પરમ દયાલ ૧ (એ આંકણી)
ઉપધાન વહન કરાવવા રે, આગેવાન ના ચિત્ત;
ઇચ્છા હતી બહુ વરસથી રે, મળતા યોગ્ય નિમિત્ત. ગુરૂજી૦ ૨
થવા આરંભ તે કાર્યનો રે, વિનતિ ગુરૂજી ને થાય;
શ્રાવક, શ્રાવિકા ઓ ઘણા રે, અભિલાપી દેખાય. ગુરૂજી૦ ૩
સુત્ર પઠન કરવા પ્રત્તિ રે, યોગ વહે મુનિરાય;
ઉપધાન વહન કરે શ્રાવકો રે, જિન આણા ચિત્તલાય. ગુરૂજી૦ ૪
નવકાર, ઇરિયાવહિ, તણારે, લોગસ્સ નમુથ્થુણં;
સુત્ર પુખ્ખર વરદી, અનેરે, સિદ્ધાંણં બુદ્ધાંણં. ગુરૂજી૦ ૫
વહેવા પડે છએ સુત્રનારે, શ્રાવકને ઉપધાન;
ક્રિયા કઠિન બહુ એહનીરે, છંડી શ્રાવક નિજસ્થાન. ગુરૂજી૦ ૬
દિવસ ઠરાવેલા સુધીરે, અહર્નિશ પોસહ માંય;
ઘણું કરિ એકાંત્તરારે, ઉપવાસ એકાસણાં થાય. ગુરૂજી૦ ૭
કવચિત્ત આંબેલ પણ આવતારે શરૂ કીરીયા અહિં થાય;
ઘણો શ્રાવક શ્રાવિકાતણોરે, દાખલ થયો સમુદાય. ગુરૂજી૦ ૮
મહાચાર ઉપધાનનીરે, સુખ શાન્તિયે આંય;
પૂર્ણાહુતી ક્રિયાતણીરે, લગભગ જ્યારે થાય. ગુરૂજી૦ ૯
એહ સમય પર પહેરવારે, ક્રિયા માળની થાય;
મહાન્ ઉચ્છવ કરવા ભણીરે, મળતા શંઘ સંમુદાય. ગુરૂજી૦ ૧૦

રચના સમવ સરણુ તણી રે, કરવા નિર્ણય થાય,
મોટો ફાળો કરે એકઠોરે, ભાવ સહિત મળી આય ગુરૂજી૦ ૧૧
વિશાલ મંડપ બાંધતારે, આડંબરથી આય,
સમવ સરણુ મધ્ય ભાગમાં રે, શોભા રમણીક થાય ગુરૂજી૦ ૧૨
ભાવનગર વસ્યા પછીરે, કોઇ વખતમા આય,
શોભા થયેલ નહિ એહવીરે, કહે પ્રેક્ષક સમુદાય. ગુરૂજી૦ ૧૩
કંકોતરીયો દેશાવરેરે, એહનિમિત લખાય,
એહ પ્રસંગે બહારનોરે, પુષ્કળ મળ્યો સમુદાય ગુરૂજી૦ ૧૪
દિન દિન શોભા વૃદ્ધિ થતીરે, વરઘોડા ચઢે આય,
અપૂર્વ મહોચ્છવ પ્રેક્ષક તણાંરે, સ્મરણે વિસ્મૃત ન થાય ગુરૂજી૦ ૧૫
ફાગણ શુદી અગ્યારશેરે, થાય મહોચ્છવ મંડાણ,
ચૈત્ર વદી એકમ તણોરે, પુર્ણાહુતી દિન જાણુ ગુરૂજી૦ ૧૬
સારી ઉતારે દ્રવ્યનીરે, મુર્છા સ્વામી ભાય,
પુષ્કળ ઉપજ એ નિમિત્તે રે, જિનમન્દિરમા થાય ગુરૂજી૦ ૧૭
સમવસરણુ સમક્ષમાંરે, મંડપ રચના વિશાળ,
અતિ આડંબરે ઠાઠથીરે, પહેરતા અહિં માળ ગુરૂજી૦ ૧૮
વહેનારા ઉપધાનનારે, પ્રફુલિત અતિશય થાય,
પુષ્કળ શ્રાવક શ્રાવિકારે, વ્રત ઉચ્ચરતા આય ગુરૂજી૦ ૧૯
વીશ સ્થાનક તપ, પંચમીરે, ચતુર્થ વ્રત્ત ગ્રહે કેઇ,
સમવસરણની સાક્ષીયેરે, ' દુર્લભ ' લાહો લેઇ ગુરૂજી૦ ૨૦

---

## ઢાળ પાંચમી.

( સુણ જીનવર શેત્રુંજા ધણીજી, દાસ તણી અરદાસ—એ રાગ )

ઢુંઢક મતિ જેઠમલજીએજીરે, નામે સમકિત સાર,
ઓગણી ઓગણચાળીસાજીરે, કિધો ગ્રંથ તૈયાર રે,
પ્રાણીરે પેખો કર્મ પ્રભાવ ( એ આંકણી )

બહાર પાડે તસ સેવકોજીરે, ચોપડીને આકાર;
ભાષા મય ગ્રંથઓ સમેજીરે, ચડતા દ્રષ્ટિ મોજારરે. પ્રાણી૦ ૨
કરેલ દાખલ કુયુક્તિઓ જીરે, ગ્રંથ તપાસતા એહ;
અનેક ભવ્ય જીવો પ્રત્તિજીરે, કરશે હ્રદય સ દેહરે. પ્રાણી૦ ૩
જૈનધર્મ પ્રસારક સભાતણા જીરે, ધારતા મેમ્બરો એમ;
ખંડન લખાવવું એહનું જીરે, જળવાવા શુદ્ધ નેમરે. પ્રાણી૦ ૪
મુનિ શ્રી આત્મારામ ને જીરે, કરતા વિનતી એહ;
હિંદુસ્તાની ભાષા મહીંજીરે, લખતા ખંડન તેહરે. પ્રાણી૦ ૫
ઉદ્યમી અપ્રમાદી હતા જીરે, મુનિ શ્રી આત્મારામ;
વિષય રમી રહ્યો દિલમાં જીરે, કરતા તુર્તજ કામરે. પ્રાણી૦ ૬
ખંડન લખેલ તસ આવતા જીરે, ભાવનગર મોજાર;
વધારો કેટલોક તેહમાં જીરે, કરવા ધારી વિચારરે. પ્રાણી૦ ૭
સમકિત સાર ઢુંઢક તણો જીરે, ગ્રંથ મહારાજ શ્રી પાસ;
ગ્રંથ આદ્યંત્ત તે વાંચતા જીરે, પૂર્વોક્ત ખંડન વડે ખાસરે. પ્રાણી૦ ૮
અક્ષરશઃ ખંડન તેહનું જીરે, સભા તરફથી લખાય;
ગુજરાતી ભાષા મહીં જીરે, ફરી તૈયાર તે થાયરે. પ્રાણી૦ ૯
ત્યારબાદ સભા તણાં જીરે, આગેવાન તે વાર;
મુનિ શ્રી આત્મારામની જીરે, મુકવા દ્રષ્ટિ મોજારરે. પ્રાણી૦૧૦
રાજનગર અહિથી જતા જીરે, સાંભળી આદ્યંત્ત એહ;
કરિ પસાર છપાવવા જીરે, આજ્ઞા દે ગુણ ગેહરે. પ્રાણી૦૧૧
પ્રસિદ્ધ છપાવી સભા કરે જીરે, ઓગણી ચાળી મોજાર;
ગ્રંથ નામ તસ રાખતા જીરે, સમકિત સલ્યોદ્ધારરે. પ્રાણી૦ ૧૨
"દુર્લભ" નરભવ હારતાજીરે, ધરિ કેઇ મિથ્યાભિમાન;
તારે તરે કેઇ વીરલાજીરે, ગ્રહિ શુદ્ધ તત્ત્વનું જ્ઞાનરે. પ્રાણી૦ ૧૩

---

## ઢાળ ૭ઠ્ઠી.

( મવત એક આડત્રીશરે જાવડશાનો ઉદ્ધાર—એ રાગ )

વૃદ્ધિચંદજી મુનિરાજનીરે, લેઇ સમ્મતિ ખાસ,
ઓગણી એકતાળીશનોરે, આવતા ચઇતરમાસ,
॥ હો ગુરૂજી ભાવનગરમા બિરાજતારે, બોધ હૃદય શુભ ધારતારે,
॥ કિધા કાર્ય અનેક વ્હાલારે મારા કિધા કાર્ય અનેક (એ આંકણી)
થાય શરૂ સભા તરફથીરે, શ્રી જૈન ધર્મ પ્રકાશ,
નામે માસીક ગુરૂરાજનીરે, કૃપાદ્રષ્ટિ એ ખાસ હો ગુરૂજી૦ ૨
નિર્વિઘ્ન અદ્યાપી પર્યંતમારે, જેહ પડે છે બહાર,
ભિન્નભિન્ન ઉત્તમ વિષયનારે ધારિ અમુલ્ય વિચાર હો ગુરૂજી૦ ૩
ઓગણી આડત્રીશથીરે, ચુમ્માળીશની સાલ,
સદબોધામૃત આપતારે, અહિંયા ગુરૂજી દયાલ હો ગુરૂજી૦ ૪
વૈરાગ્ય દશાને પામતારે, જોતા ઘણા જૈન ભાય,
ઉપરા ઉપર એહના રે, દિક્ષા મહોચ્છવો થાય હો ગુરૂજી૦ ૫
પુષ્કળ અઠ્ઠાઇ મહોચ્છવો રે, કાર્ય અવર શુભ થાય,
ચોક્કસ તીથી વારની રે, માહીતી નરખાય હો ગુરૂજી૦ ૬
સાધન અભાવે એહના રે, વિસ્તારે ન લખાય,
અપુર્ણ સ્થિતિમા શી રિતે રે, વર્ણન એહનુ થાય હો ગુરૂજી૦ ૭
અવર સ્થાનક પણ આપેલી રે, આડત્રીશ અગાઉ,
દિક્ષા ગુરૂજીના નામની રે, ચોક્કસ સ્થિત્તિ અભાવ હો ગુરૂજી૦ ૮
દિક્ષા આપેલી કેઇકને રે, પ્રતિબોધી ગુરૂરાય,
અવર મુનિના નામની રે, વડિ દિક્ષા તસ થાય હો ગુરૂજી૦ ૯
વર્ણન ચોક્કસ સ્થિત્તિમા રે, ઉપલબ્ધ સર્વ ન થાય,
જાણી અપુર્ણતા એહમા રે, અહિંયા છોડી દેવાય હો ગુરૂજી૦ ૧૦
કેવળ વિજય મુનિરાજ ને રે, ગભિર વિજય મુનિરાય,
પૂર્વ પ્રસંગે એહનો રે, દિક્ષા સમય લખાય હો ગુરૂજી૦ ૧૧
ઊત્તમ વિજય, હેમ વિજયજી રે, ચતુર વિજય મુનિરાય,
ધર્મ વિજય, નેમવિજયજી રે, આદિ શિષ્ય ગુરૂ થાય હો ગુરૂજી૦ ૧૨

ચરિત્ર આખર એ સર્વની રે, જાણવા નોટ અપાય;
" દુર્લભ એ નર રત્નનો રે, પરિચય પુન્યે પમાય. હો ગુરૂ૦ ૧૩

---

## ઢાળ સાતમી.

( ભરતની પાટે ભૂપતિ રે,... એ રાગ )

રાજનગરથી પધારતા રે, સિદ્ધાચળ ગિરિરાય સલુણા;
સવંત્ત ઓગણી ચુમ્માળીશે રે, મુળચંદજી મુનિરાય સલુણા, ૧
( એ આંકણી )
છ હરી સહિત્ત શંઘ સાથમાં રે, મૃગ શરમાસ મોજાર સલુણા;
ઉત્કંઠા ગુરૂભાઇને રે, મળવા થઇ તે વાર સલુણા. ૨
શરિર અશક્ત ગુરૂ ભાઇનું રે, ગણી શ્રી વિચારતા ચિત્ત સલુણા;
ભાવનગર થઇ ચાલવા રે, શંઘને એહ નિમિત્ત સલુણા. ૩
ગણીજી વિચાર જણાવતા રે, નિશ્ચય વાટમાં થાય સલુણા;
પર બાર્યું જાવું હતું રે, શંઘને સિદ્ધ ગિરિરાય સલુણા. ૪
વૃદ્ધિચંદજી મુનિ રાયને રે, નજીક પધારતા એહ સલુણા;
સંભળી સન્મુખ આવતા રે, શિષ્ય સહિત ગુરૂ ગેહ સલુણા. ૫
વીઠલ બાગ ઉદ્યાનમાં રે, શહેર બહાર તે વાર સલુણા;
પરસ્પર દ્રષ્ટિએ પેખતા રે, હર્ષિત્ત થાય અપાર સલુણા. ૬
ગણીજી નિર્વધ્ય સ્થાનકે રે, પછીથી બીરાજતા આંય સલુણા;
વંદન કરવા ઉભા થયા રે, વૃદ્ધિચંદજી મુનિરાય સલુણા. ૭
સાધુ બન્ને પરિવાર ના રે, તેમની પાછળ આંય સલુણા;
વિનય સહિત ગણીજી પ્રતે રે, વંદવા તત્પર થાય સલુણા. ૮
ગણીજી ચરણ કમળ પ્રત્તિ રે, વૃદ્ધિચંદજી મુનિ રાય સલુણા;
સ્પર્શ કરે મસ્તક તણો રે, વંદતા વિનયથી આંય સલુણા. ૯
વિનય ધર્મ પ્રાધાન્યતા રે, પેખી શંઘ સમુદાય સલુણા;
મેષા ન્મેષ રહિત થઇ રે, દ્રષ્ટિ સર્વની આંય સલુણા. ૧૦
પરસ્પર વિનયને ધારતા રે, મહંત પુરૂષ જોઇ આય સલુણા;
વિનય ધર્મ રૂચિ વૃદ્ધિ રે, શંઘ સકળ દિલ થાય સ

વદન કરિ વૃદ્ધિચદ મુનિ રે, આસન પર સ્થિત્ત થાય સલુણા,
બાકી સર્વ મુનિ તેમને રે, વદન કરતા આય સલુણા ૧૨
મસ્તક હસ્તપર તેમના રે, સ્વહસ્તે મુનિગાય સલુણા,
કરતા સુકોમળ સ્પર્શને રે, દિલ વિકસ્વર થાય સલુણા ૧૩
ઉત્તરોત્તર વદન ક્રિયા રે, કરિ રહેતા મુનિરાય સલુણા,
શોભા અપૂર્વ નિહાળતા રે, સામૈયાની આય સલુણા ૧૪
શહેર પ્રવેશ ગણીજી કરે રે, સાથે ગધ સમુદાય સલુણા
ડેરા તબૂ શધના રે, શહેર બહાર નખાય સલુણા ૧૫
બહુ દિવસે ભેગા થયા રે, આ વખતે ગુરૂ ભાય સલુણા,
પરસ્પર વાર્તાલાપની રે, ઈચ્છા અધિક જણાય સલુણા ૧૬
વૃદ્ધિચદજી મુનિ સાથમા રે, ગણીજી શિષ્ય સહિત સલુણા,
મારવાડી વડા મહિં રે, ઉતર્યા એહ નિમિત્ત સલુણા ૧૭
ગધ સહિત અહિંયા કને રે, સ્થિરતા બે દિન થાય સલુણા,
પરસ્પર બેશી એકાન્તમા રે, એહ સમય ગુરૂભાય સલુણા ૧૮
કરતા ખુલાસા પરસ્પરે રે, વિષય અનેકના એહ સલુણા,
"દુર્લભ" એ ગુરૂભાયનો રે, પેખો પરસ્પર સ્નેહ સલુણા ૧૯

ઇતિ પચમ પરિચ્છેદ સમાપ્ત



## અથ પંચમ પરિચ્છેદ ઉપસંહાર.

(હવે અવસર જાણી કરિયે સલેષણ સાર —એ રાગ)

ઉત્તરા અવસ્થાએ પ્રસિદ્ધ મુનિ બુટેરાય,
પચ પરમેષ્ટિના સ્મરણ વિષે સ્થિત્ત થાય,
ગણીજીને ભળાવી સઘાડાનુ કામ,
પુન્ય પરાક્રમ તેહનુ જાણી ઉત્તમ હામ ૧

ચાતુર્માસ રહેવા તણું યોગ્ય સ્થળે ફરમાન,
દિક્ષા વડિ દિક્ષા દેવા શિષ્યને જ્ઞાન;
યોગ વહનાદિ હવે મુળચંદજી મુનિરાય,
સંઘાડાના સહુ કાર્યમાં તત્પર થાય. ૨

ગુરૂજીની હયાતીમાં મુળચંદજી મુનિરાય,
આ તાપ નામ કર્મથી આણુતાસ મનાય;
કિંચિત્ત પણ ભુલતા ડરે શિષ્ય સમુદાય,
ગુરૂ વિરહે હવે એ પૂર્ણ સત્તાધિશ થાય. ૩

સરખા સ્થિત્તિમાં વૃદ્ધિચંદજી મુનિરાય,
ગુરૂ આજ્ઞાપરે પણ ગણી આજ્ઞાચિત્ત ચાહ્ય;
ઓગણી આડત્રીશે જેઠ માસમાં જાય,
ભાવનગર વળાથી વૃદ્ધિચંદજી મુનિરાય. ૪

શંઘ માંહે પરસ્પર ચાલતી આંઇ જુદાય,
એકયતા થઇ આવતા આ સમયે ગુરૂરાય;
પ્રભાવિકપણું એહવું શાન્તિ દૃષ્ટિએ થાય,
કહે વચન ન એવું કોઇનું દિલ દુભાય. ૫

શહેર ભાવનગરમાં મુખ્ય દેરાસર માંય,
ડાબી બાજુ મેડીપર પાર્શ્વનાથ જીનરાય;
શ્રાવણ શુદ ત્રીજના દિવસે પ્રતિષ્ટિત્ત થાય,
ગુરૂરાજ કૃપાએ કાર્ય સફળ થઇ જાય. ૬

ઓગણીસો ત્રીશમાં વૃદ્ધિચંદજી મુનિરાય,
જૈનશાળા સ્થપાવતા પ્રતિબોધ કરિ આંય;
કાંઇક વૃદ્ધિ પામેલા એહ વડે અભ્યાસ,
ઉચ્છરતી વયના બાળક ધરિ ઉલ્લાસ. ૭

ઓગણી સાડત્રીશ શ્રાવણ શુદિની ત્રીજે,
જૈનધર્મ પ્રસારક સભા સ્થાપન એહ કીજે;

વળાથી પધારતા વૃદ્ધિચંદજી મુનિરાય,
કૃપાદષ્ટિએ તેમની દિનપરદિન વૃદ્ધિ થાય ૮

મગ્રહણિ વ્યાધિ કરિ નિવાસ રહેલ,
ગુરૂરાજ શરીરમા પૂર્વે જેહ ડહેલ,
દિન પર દિન શક્તિ ફેલાવી રહ્યો તેહ,
મદ શક્તિ થઈ ગઈ વિચારે ગુણગેહ ૯

રહેવુ પડશે સ્થિર શક્તિ આવે જો કાય,
તો શત્રુંજયને રૈવતગિરિ ભેટાય,
અભિલાષા ગુરૂના અંતર માહે થાય,
ફરસના અભાવે ઇચ્છા નહિ દિલ માય ૧૦

ડાળાગે પધારવા પ્રેરણા ગુરૂજીને થાય,
કેટલીક બાજુથી મોટા પોતે ગણાય,
વિચારી ન જાતા માગ્ગ પ્રચલિત્ત થાય,
નિર્વાણ પર્યંત્ત હવે સર્વ કાળ રહે આય ૧૧

ઓગણી ઓગણ ચાળીસમા ગોચે જાય,
ગુરૂ આજ્ઞા થાતા મોતિ વિજય મુનિરાય,
ઉપધાન વહન કરે શ્રાવક શ્રાવિકા આય,
સમોસરણની રચનામાળ સમય પર થાય ૧૨

યાત્રિક નારખોપા બદલજે રકમ અપાય,
પાલીતાણા નૃપને હકિકતએ ચરચાય,
મુખ્ય કાર્ય વાહકો નાજનગરના જેહ,
દેવા રકમ યાત્રાળુ દિઠ વિચારતા તેહ ૧૩

અડચણ અનેક પણ એહ બાબતમા થાય,
તેથી ઉધડ આપવાના મત્ત પડતા આય,
ફાળો કર્યો તસ બ્યાજથી રકમ અપાય,
સમ્મત્ત એ વાતને વૃદ્ધિચંદજી મુનિ થાય ૧૪

ઓગણી ચાળીશના મૃગશર માસ મોઝાર,
આગેવાનો અહિંના રાજનગર તે વાર;
પ્રેરણા કરતા ગુરૂ સમઝાવા તસ જાય,
ઉપરોક્ત વાતને સમ્મત્ત એહ પણ થાય. ૧૫

પૉલીટિકલ મિ૦ વોટ્સન રહેતા ગિચમાં એહ,
ઓગણી બેંતાળીશે ઉઘડ ઠરાવતા તેહ;
દરવરસે આપવા રૂપીયા પન્નર હજાર,
કર્યો ચાળીશ વરસનો નૃપતિ સાથ કરાર. ૧૬

બહુ ધાન ફરે મત્ત ગુરૂજી બતાવતા એહ,
સલ્લાહને આપતા શુભ કાર્ય અહિં તેહ;
કરાવતા પુષ્કળ કાયમ તીરથકાજ,
અનુકુળતા સાચવવા પ્રેરણા કરે મહારાજ ૧૭

આવ્યા રાજનગરથી ચરિત્ર નાયક તવ આંય,
ઉપધાન વહનની ઇચ્છા અધિક જણાય;
ઝાઝા વરસોથી વિનતી કરે સમુદાય,
શરૂઆત એહની યોગ્ય સમય અહિં થાય ૧૮

શ્રાવક શ્રાવિકા દાખલ પુષ્કળ થાય,
ઉપધાન વહન કરે માળ સમય પર આંય;
સમોસરણની રચના અતિ આડંબરે થાય,
શોભા અપુર્વ થઈ કહે પ્રેક્ષક સમુદાય. ૧૯

ફાગણ શુદ એકાદશી મહોચ્છવ મંડાણ,
ચઇતર વદ એકમ પૂર્ણાહુતિ દિન્નજાણ;
પુષ્કળ એહ નિમિત્તે દ્રવ્યની ઉપજ થાય,
વૃત્ત વિવિધ એ વખતે ઉચ્ચરે શ્રાવકો આય. ૨૦

ઢુંઢક જેઠમલજી નામે સમક્તિ સાર,
કુયુક્તિ દાખલ કરિ ગ્રંથ પડાવે બહાર;

સંશય ભવ્ય જીવ અનેક પ્રતિ કરનાર,
જાણી ખંડન લખાવવા ગુરૂજી કહે તેવાર ૨૧

જૈન ધર્મ પ્રસારક સભા હાથ લ્યે કામ,
વિનતીથી ખંડન લખે મુનિ શ્રી આત્મારામ,
હિંદુસ્તાની ભાષામા આવે તુર્ત લખાય,
અક્ષરસ ખંડન કર્યું એહ વડે વળી આય ૨૨

ગુજરાતી ભાષામા કિધો ગ્રંથ તૈયાર,
નામ રાખતા તેહનું સમકિતશલ્યો ધ્ધાર,
રાજનગર બતાવતા પૂર્ણ કરેલ એકામ,
આપે આજ્ઞા છપાવવા મુનિશ્રી આત્મારામ ૨૩

ગુરૂ પ્રેરણા કરતા ગ્રંથ પડયો એ બહાર,
ઓગણી એકતાળીશ ચઇતર માસ મોઝાર,
એહ સભા તરફથી ગુરૂસમ્મતિ લેઇખાસ,
માસિક શરૂ કરતા જૈન ધર્મ પ્રકાશ ૨૪

નિર્વિઘ્ન અદ્યાપી પર્યંત્ત પડેછે બહાર,
ભિન્નભિન્ન વિષયના ધારિ અમુલ્ય વિચાર,
ગુરૂરાજ કૃપાનું ઉત્તમ ફળ જુઓ એહ,
દિનપરદિન્ન વૃદ્ધિ સભા પામતી જેહ ૨૫

ઓગણી આડત્રીશથી ચુમ્માળીશ સાલ,
પ્રતિબોધ આપતા અહિંયા દિન્ન દયાલ,
વૈરાગ્ય પામતા પુષ્કળ સ્વામી ભાઇ,
ઉપરા ઉપર તસ દિક્ષા મહોચ્છવો થાય ૨૬

અઠ્ઠાઇ મહોચ્છવો પુષ્કળ કાર્ય શુભ થાય,
ચોક્કસ તીથી વાગની માહીતી ન રખાય,
વિસ્તાર તેહનો તેથી ન આય લખાય,
દિક્ષા ગુરૂ આગળ કેઇક લ્યે સ્વામી ભાઇ ૧

દિક્ષા આપેલી આડત્રીશ અગાવ,
લખાય ન તેપણ યોગ્ય સાધનને અભાવ;
જાણી અપુર્ણતા તેહમાં અહિં છોડી દેવાય,
ચરિત્ર આખરે શિષ્યની નોંધ અપાય. ૨૮

કેવળવિજ્ય અને ગંભિરવિજ્ય મુનિરાય,
પૂર્વોકત પ્રસંગ તસ દિક્ષા સમય લખાય;
ઉત્તમ, હેમ, અને ચતુરવિજ્ય મુનિરાય,
ધર્મવિજ્ય નેમવિજ્યાદિ શિષ્ય સમુદાય. ૨૯

આવ્યા રાજનગરથી મુળચંદજી મુનિરાય,
શંઘ સહિત ભેટવા સિધ્ધાચળ ગિરિરાય;
ગુરૂભાઇને મળવા ઇચ્છા મારગમાં થાય,
શંઘ સહિત નિશ્ચય કરિ ભાવનગરમાં જાય. ૩૦

વીઠલબાગ ઉદ્યાનમાં મળતા પરસ્પર આંય,
હર્ષિત અતિ થાતા વિનય ધર્મ સમુદાય;
જોતાવંદન ક્રિયામાં વિનય ધર્મ રૂચિ થાય,
શોભા અપૂર્વ અહિં સામૈયાની જણાય. ૩૧

પ્રવેશ મહોચ્છવ સંઘ સહિત ગુરૂભાઇ,
કરિ મારવાડીના વંડા માંહે જાય;
શિષ્ય સહિત રહ્યા અહિં મુળચંદજી મુનિરાય,
શહેર બહાર શંઘના ડેરાતંબૂ નખાય. ૩૨

શંઘ સહિત રહ્યા બે દિવસ ગણીજી આંય,
કરે વિષય અનેકના ખુલાસા ગુરૂ ભાય;
એકસો ચૌદ ગાથા પરિચ્છેદમાં એહ,
પેખો "દુર્લભ" એ ગુરૂ ભાયોના સ્નેહ. ૩૩

# અથ ષષ્ટમ પરિછેદ.

( દોહરો )

શાન્તિ જીનેશ્વર પ્રણમીયે, શાન્તિ તણા દાતાર,
વૃદ્ધિચંદ મુનિશ્વર થયા, શાસનના શિણગાર ૧

## ઢાળ–પહેલી.

( હારે મારે ઠામ ધરમના સાડી પચ્ચીશ દેશ જો એ રાગ )
હારે મારે મુળચંદજી ગણી એ દિવસ રહિ આયજો,
શંઘ સહિત ચાલ્યા સિદ્ધાચળ ભેટવા રે લોલ,
હારે મારે વૃદ્ધિચંદજી મુનિ અતિશય અન્તર માયજો,
ઉત્કંઠા ધરતા સાથે તીરથ જવારે લોલ, ( એ આંકણી ) ૧

હારે મારે શક્તિ અભાવે જઇ ન શક્યા મહારાજજો,
ગણીજી નિજ પરિવારે સિદ્ધગિરિ પહોચતા રે લોલ,
હારે મારે શંઘ સહિત ભેટ્યા તિર્થાધિરાજજો,
ચાતુર્માસની શિષ્ય સહિત કરિ સ્થિરતા રે લોલ ૨

હારે મારે શંઘ કરિ યાત્રા નિજ સ્થાનક જાયજો,
ગણી શિષ્ય મુનિ દેવ વિજય નામે અહિં રે લોલ,
હારે મારે કાળ ધર્મ ચોમાસે તે મુનિરાયજો,
પૂર્ણ સમાધિ પણે પામ્યા આશ્વિન મહિં રે લોલ ૩

હારે મારે બહુ વીચીક્ષણ વાદ વિવાદમા એહજો,
શાસ્ત્રાભ્યાસ કરેલ તીવ્ર બુદ્ધિ વડેરે લોલ,
હારે મારે પાચ છ દ્રવ્યજ વાપરતા નિત્યજે હજો,
તજી નહિ દ્રઢતા વ્યાધિ શરિર આવી પડયેરે લોલ ૪

હારે મારે પુર્ણ પ્રતાપી નીવડત એ મુનિરાયજો,
પ્રશમ નિય સમાધિ અંત સમય રહિરે લોલ,

હાંરે મારે ઉજવળ પરિણતી આખર સુધી કળાયજો,
દ્રષ્ટાંન્ત અવરને ધરવા જેવું દિલ મહિંરે લોલ. ૫

હાંરે મારે સાંભળી વૃદ્ધિચંદ મુનિ પણ દિલગીર થાયજો,
પંચત્ત્વ ખબર એહ ભાવનગર માંહે જતારે લોલ;
હાંરે મારે રક્ત વાત વ્યાધિ ગણી શરિર જણાયજો,
ચાતુર્માસ એ સાલનું સંપૂરણ થતારે લોલ. ૬

હાંરે મારે ઉછળી આવ્યો જોરથી વ્યાધિ એહજો,
પ્રયોગ અનેક પ્રકાર તણાં ખાલી ગયારે લોલ;
હાંરે મારે અસર વિશેષ પગ તળીયે કરતો જેહજો,
ગમન ક્રિયા માંહે ગણી બંધ તદન્ન થયારે લોલ. ૭

હાંરે મારે જોર વિશેષ મૃગશર માસે વરતાયજો,
વૃદ્ધિચંદજી મુનિ ખબર નિરંન્તર મેળવેરે લોલ;
હાંરે મારે વ્યાધિ સમ્યા બદલે વૃદ્ધિ સંભળાયજો,
ઉદ્વિગ્ન રહે શક્તિ નહિં પહોંચવા એહવેરે લોલ. ૮

હાંરે મારે વૈદ ડૉકટરની સગવડ પુરી ન જ્યાંયજો,
વિચાર્યું ગણીજી મહારાજને લાવવારે લોલ;
હાંરે મારે કહેતા શ્રાવકને વૃદ્ધિચંદ મુનિરાયજો,
વિનતી ત્યાં જઈ કરતા શ્રાવકો આવવારે લોલ. ૯

હાંરે મારે અવર કોઇ પ્રકારે ન લાવી શકાયજો,
કરિ સગવડ મીયાનાની અહિં લાવતારે લોલ;
હાંરે મારે વૈયાવચ્ચમાં વૃદ્ધિચંદજી મુનિરાયજો,
અખંડ પણે તત્પર કાયમ રહેતા હતારે લોલ. ૧૦

હાંરે મારે કર્યાં અનેક પ્રકારે ઉપાયો આંયજો,
શાન્તિ થઈ નહિં વ્યાધિમાં વૃદ્ધિ થતારે લોલ;
હાંરે મારે બાહ્ય અભ્યંતર થાવા સમાધિ કાંયજો,
ખામી ન રાખી લહિ ઉપાયો ચાંપતારે લોલ. ૧૧

હારે મારે થઇ ગયેલ આયુષ્ય સ્થિતિ પરિપુર્ણજો,
બાહ્ય સમાધિ થઈ ન શકી નિમિત બળેરે લોલ,
હારે (મારે) અ તર સમાધિ ધરવા સમરથ સ્વય ગુણજો,
પ્રબળ સ્હાયક તેમા વૃદ્ધિચ દ મુનિ મળેરે લોલ ૧૨
હારે મારે સ વત ઓગણી પીસ્તાળીશ મોઝારજો,
પૂર્ણ સમાધિ પણે મૃગશર વદ છઠ દિનેરે લોલ.
હારે મારે કાળ ધર્મ પામ્યા ગણીજી તે વારજો,
ગુરૂ સ્વર્ગવાસથી સાત વર્ષ વિતાવી ને રે લોલ ૧૩
હારે મારે શોક યુક્ત મુનિ મ ડળ સર્વ સમક્ષ જો,
ઔદારિક શરિર ગણીજી છોડતા રે લોલ,
હારે મારે ખબર થાય સ્થળ સ્થળ માંહે પરતક્ષજો,
સાભળતા શ ઘ સર્વ અતિ દિલગીર થતા રે લોલ ૧૪
હારે મારે બહુ વરસે ભક્તિ અવસર મળી જાયજો,
ખેદ યુક્ત પરિણામ તેહમા આવતા રે લોલ,
હારે મારે ખિન્ન હૃદય સર્વે સેવકના થાય જો ,
એકત્ર મુનિ ઠાણા બાવીશ થયા હતા રે લોલ ૧૫
હારે મારે ઝવેરસાગર મુનિ ઉદયપુરથી આયજો,
ખાસ ગણી વ્યાધિ સાભળતા આવીયા રે લોલ,
હારે મારે ભક્તિ ભાવ ઉત્તમ તેહનો દેખાયજો,
ગણીજી સેવામા દુરથી હાજર થીયા રે લોલ ૧૬
હારે મારે સર્વોત્કૃષ્ટ સ ઘાડા આખા માયજો
સ્મશાન ભૂમિ નહિ લહિ જાતા તમ દેહને રે લોલ,
હારે મારે દાદા સાહેબની વાડી માંહે લહિ જાયજો,
દહન ક્રિયા કરતા આ સ્થળમા તેહને રે લોલ ૧૭
હારે મારે નિર્વાણ મહોચ્છવ ભાવનગરનો શ ઘજો,
ભાવ સહિત બહુ ઉત્તમ પરકારે કરે રે લોલ,
હારે મારે ગણીજી ઉપર અપ્રતિમ ભક્તિવ ત્તજો,
હોવાથી વૃદ્ધિચ દ મુનિ એ અવસરે રે લોલ ૧૮

હાંરે મારે ગણી વિરહે દરિસન નિમિત્ત મહારાજજો,
યોગ્ય ધારિ પાદુકા સ્થાપવા સુચવે રે લોલ;
હાંરે મારે દ્રવ્ય ખરચ સારો એ સરવે કાજજો,
ભાવનગર શંઘે કીધેલો એહવે રે લોલ. ૧૯

હાંરે મારે આરસ પહાણુની દેરી મનોહર માંય જો,
અગ્નિસંસ્કાર સ્થાનકપર ગણી મહારાજનારે લોલ;
હાંરે મારે પગલા સ્થાપન શંઘ તરફથી થાય જો,
" દુર્લભ " દરિસન થાય સ્મરણ શુભ કાજના રે લોલ. ૨૦

---

## ઢાળ બીજી.

( ધન ધન તે દિન માયરો ( રામગ્રી )—રાગ. )

સ્વર્ગવાસી ગણીજી થતા, સંઘાડા માંય;
વડિ દિક્ષા યોગ્ વહનની, મુશ્કેલી થાય. સ્વર્ગવાસી૦ (એ આં૦)
વડિ દિક્ષા છ માસની, અંદરમાં અપાય;
નવ દીક્ષીત્ત સાધુ પ્રત્તિ, તે બદલે આંય. સ્વર્ગવાસી૦ ૨
બબ્બે વરસ વીત્તિ ગયા, અગવડતા માંય;
કોઇ રિતે એહ સબંધનો, રસ્તો ન કઢાય. સ્વર્ગવાસી૦ ૩
છેવટ શિષ્ય પોતાતણા, ગંભિરવિજય મુનિરાજ;
વિનયવિજય નિત્યવિજયના, શિષ્યને મહારાજ. સ્વર્ગવાસી૦ ૪
મોકલતા રાજનગરમાં, યોગ્વહનને કાજ;
અપ્રીત્તિ ભાવ અંતર ધરે, કેઇક અવર મુનિરાજ. સ્વર્ગ૦ ૫
ખટપટ કાંઇક તેમાં કરે, ઝવેરસાગર મુનિરાય;
કેટલાએક મુનિ તેહથી, વિમૂખ થઇ જાય. સ્વર્ગવાસી૦ ૬
જુદા પડ્યા મહારાજથી, એહ કારણ આંય;
ખેદ થયો મહારાજને, અતિ દિલ દુભાય. સ્વર્ગવાસી૦ ૭
રાજનગર સમાચાર એ, હકિકતના જણાય;
આગેવાન એ શહેરના, આવ્યા શ્રાવકો આંય. સ્વર્ગવાસી૦ ૮

મ્યાનો લાવેલા સાથમા તેડી જવા મુનિરાય,
જાણુ હતી મહારાજથી, ચાલી ન શકાય સ્વર્ગવાસી૦ ૯
વિનતી અનેક પ્રકારથી, કરતા તે આય,
પરતુ મીયાનામા બેસીને, મુનિ અન્તર માય સ્વર્ગવાસી ૧૦
કોઈ રિતે એ વાતનો, સ્વિકાર ન થાય,
આઠ દિવસ રોકાઈને, એહ શ્રાવકો જાય સ્વર્ગવાસી ૧૧
સમતા પૂર્વક સ્થિરતા, કરિ રહેતા આય,
"દુર્લભ" અમય વિચારતા, વૃદ્ધિચદ મુનિરાય સ્વર્ગવાસી ૧૨

---

## ઢાળ–ત્રીજી.

( જગજીવન જગવાલ હો—એ રાગ )

વૃદ્ધિચદ મુનિ પ્રતિબોધથી, ભાવનગર મોઝાર લાલરે,
ઓગણી છેતાળીશમા, કાર્યો થયા શ્રીકાર લાલરે વૃદ્ધિચદ૦ ૧
( એ આકણી )
રાગોપદ્રવ શાન્તિ થવા, શાન્તિ સ્નાત્ર ભણાય લાલરે,
રચના પાવાપુરીની, કાર્તિક માસમા થાય લાલરે વૃદ્ધિચદ ૨
મૃગશર અને વૈશાકમા, દિક્ષા મહોચ્છવો થાય લાલરે,
શ્રાવકો ત્રણ એહ માસમા, દિક્ષા લેતા આય લાલરે વૃદ્ધિચદ ૩
ગોડીજી પારશ્વનાથના, પાછલા ભાગની માય લાલરે,
દેરાસર નવુ બાધતા, તાસ પ્રતિષ્ટા થાય લાલ રે વૃદ્ધિચદ૦ ૪
મુળ નાયક સ્થાપન કર્યા, શ્રી શ્રેયાસ જિનરાય લાલ રે,
શ્રાવણ વદી એકમ દિને, શ્રેષ્ટ મહોત્સવ થાય લાલ રે વૃદ્ધિચદ૦ ૫
સારી ઉપજ એહ કાર્યની, જિનમન્દિરમા થાય લાલ રે;
પ્રતિષ્ટા મહોચ્છવ ઉપરે, સ્નાત્ર અષ્ટોત્રી ભણાય લાલ રે વૃદ્ધિચદ૦ ૬
દાદાસાહેબની વાડીમા, જિનમન્દિરને કાજ લાલ રે,
યાત્રા સ્થાનક સદૃશ થવા, અભિલાષી મહારાજ લાલરે વૃદ્ધિચદ૦ ૭
અનુસરી એહ વિચારને, શઘ તરફથી આય લાલ રે,
દેરાસરજી બાધવા, ખાતમુહુર્ત તસ થાય લાલ રે વૃદ્ધિચદ૦ ૮

વોરા સુરચંદ હેમજી પ્રત્તિ, એહ આદેશ અપાય લાલ રે;
સુત જસરાજ, ઝવેર, તસ, ખાત મુહુર્ત કરે આંય લાલરે. વૃદ્ધચંદ૦ ૯
શ્રાવણુ વદ છઠ દિવસે, શુભ કાર્ય એહ થાય લાલ રે;
પુષ્કળ દ્રવ્ય એ ખાતમાં, સંઘ તરફથી નખાય લાલ રે. વૃદ્ધિચંદ૦ ૧૦
તારાચંદ વોરા કરે, આત્મ ભોગે એહ કામ લાલરે;
યાત્રા લાયક જિન ચૈત્ય ત્યાં, આજ જણાય એ ઠામ લાલ રે. વૃદ્ધિ૦ ૧૧
આણંદજી પુરૂષોત્તમે, આશ્વિન માસ મોઝાર લાલ રે;
મહોચ્છવ ઉજમણાતણો, કિધો આંઇ શ્રીકાર લાલ રે. વૃદ્ધિચંદ૦ ૧૨
મનહર સમવસરણુ તણી, રચના સાથે થાય લાલ રે;
સુશોભિત્ત મંડપ વિષે, શોભા અપૂર્વ જણાય લાલ રે. વૃદ્ધિચંદ૦ ૧૩
છોડ શેઠ અને અવરના, પંચાણું મળી થાય લાલ રે;
એહ પ્રસંગે દેશાવરી, માણસો આવેલ આંય લાલ રે. વૃદ્ધિચંદ૦ ૧૪
દ્રવ્યવય એહ કાર્યમાં, સારી રીતે થાય લાલરે;
"દુર્લભ" એ મહારાજનો, અનુપમ બોધ પસાય લાલ રે. વૃદ્ધિચંદ૦ ૧૫

## ઢાળ ચોથી.

( પ્રથમ જીનેશ્વર પ્રણમિએ જાસ સુગંધી રે કાય—એ રાગ )

અમદાવાદ ગયા હતા, વહેવા ભગવત્તિ યોગ;
ગંભિરવિજ્ય વિનયવિજે, પામી શુભ સંયોગ. ( એ આંકણી. )
ઓગણી સુડતાળીશમાં, વીશનગર મોઝાર;
યોગ વહિ ભગવત્તિજીના, બેઉ શિષ્ય તે વાર. ૨
પામ્યા પદવી પન્યાસની, જાણ્યા ખબર એ આંય;
જેઠ વદિ એકમ દિન્ને, બન્ને મુનિરાય. ૩
કાળ ધર્મ પામ્યા મુનિ, નિત્ય વિજયજી ખંભાત;
ભાદરવે એ વર્ષમાં, સાંભળી એ વાત. ૪
દિલગીર થાય અતિ અહિં, વૃદ્ધિચંદજી મુનિરાય;
કારણુ પૂર્ણ પ્રતાપી એ, હતા નિજ ગુરૂભાઇ. ૫

ઉપદેશા મૃત એહનો, ધરતા ભવિ ધ્યાન,
પાવન જીવ અનેક ને, કરવા શક્તિવાન ૬
મહોત્સવ તસ નિર્વાણનો, ખભાત મોઝાર,
ભક્તિ સહિત શ ઘે કર્યો, અતિશય શ્રીકાર ૭
ન્યાય વ્યાકરણાદિ શાસ્ત્રમા, દાનવિજય મુનિરાય,
ગણીજી શિષ્ય પ્રવિણ અતિ, વ્યાધિ તસથાય ૮
આવે ઓગણી છેતાળીશે, ભાવનગર મોઝાર,
વૃદ્ધિચદજી મુનિ તેહની, કરતા સારવાર ૯
ઔષધપથ્યાદિક વડે, ઉત્તમ પરકાર,
પ્રકૃત્તિ સુધરતી ગઇ, જેહ વડે તે વાર ૧૦
વ્યાધિ પ્રસ ગે શિષ્યની, કરવા સાર સ ભાળ,
ચિવટ ધરાવતા એટલી, મહારાજ વિશાળ ૧૧
જેથી કદિ પણ શિષ્યનુ, નહિ દિલ દુભાય,
ઉલટુ ચારિત્ર ધર્મમા, નિશ્ચય દ્રઢ થાય ૧૨
અન્ય ગચ્છિ કોઇ આવતા ગ્લાન થતા મુનિરાય,
સાર સભાળ ઉત્તમ રિતે, તેહની પણ થાય ૧૩
પ્રશ મનિય ગુણધારતા, મહારાજશ્રી એહ,
" દુર્લભ " દિલ દ્રષ્ટાતએ, ધારવા લાયક જેહ ૧૪

---

## ઢાળ—પાંચમી.

( પ્રણુમી શારદ માય, નામન નીજ સુદ કર જી એ રાગ )

દાન વિજયમુનિરાજ, આરોગ્યતા તન આવતાજી,
નિજ અ તરની ઉમેદ, મહારાજશ્રીને જણાવતાજી (એ આકણી) ૧
અતિશય કમિ અભ્યાસ, મુનિવરો કરતા દિસેજી,
સગવડતાને અભાવ, આધુનિક સમય વિષેજી ૨
પૂરણ લેઇ પ્રયાસ, રચેલ પુર્વાચાર્યનાજી
વ્યાકરણ, કાવ્યકોષ, અલકાર, અને ન્યાયનાજી ૩

ગ્રંથો જૈનના એહ, બાંધ્યા પડયા જ્યાં ત્યાં દિસેજી;
સાધુ, શ્રાવક, કોઇ, લાભ લેતા નથી તે વિષેજી. ૪
ભિન્ન ભિન્ન શહેર મોઝાર, ચાતુર્માસમાં રાખતાજી;
શાસ્ત્રીયોના પગાર, પુષ્કળ સાધુ અપાવતાજી. ૫
રજા શાસ્ત્રીને અપાય, ચાતુર્માસ વિતાવતાજી;
વિચરતા મુનિરાય, વિસ્મૃત્ત અભ્યાસે થતાજી. ૬
સંગીન લાભ ન થાય, અલ્પ સમય અભ્યાસથીજી;
સગવડ ઉત્તમ થાય, તોજ વધાય ઉલ્લાસથીજી. ૭
બુદ્ધિશાળી મુનિરાય, અવીચ્છિનપણે અભ્યાસથીજી;
વધતા સંગીન લાભ, મેળવેતોજ ઉલ્લાસથીજી. ૮
જૈનશાળા સંસ્કૃત્ત, સિદ્ધ ક્ષેત્રમાં સ્થાપતાજી;
મોટા પગારથી એક, શાસ્ત્રી વિદ્વાનને રાખતાજી. ૯
મધ્ય બિન્દુએ શહેર, સગવડ યોગ્ય તિહાં રહેજી;
યાત્રા નિમિત્ત મુનિ સર્વ, આવી લાભ તેનો ગ્રહેજી ૧૦
સારી સંખ્યામાં હોય, યાત્રાળુ કાયમ તીહાંજી;
મુનિનો પણ નિર્વાહ, યોગ્ય રીતે થાયે જીહાંજી. ૧૧
લાભ અતિશય થાય, હકીકત એવી રજુ કરીજી;
મહારાજ શ્રીને ધ્યાન, સર્વ હકીકત ઉતરીજી. ૧૨
મહારાજ શ્રી કહે એમ, અભ્યાસની પરિપૂર્ણતાજી;
તત્વા તત્વને શુદ્ધ, પામ્યા વિણ નથી જાણતાજી. ૧૩
ભમતા ભવ મોઝાર, પ્રાણી જ્ઞાન અભાવથીજી;
હૃદય મન્દિર કહ્યું જ્ઞાન, દિપક તુલ્ય પ્રભાવથીજી. ૧૪
અંતર્ચક્ષુ ખુલનાર, જ્ઞાન ઉત્કૃષ્ટ નિધાન છે જી;
ધર્મરૂપ કલ્પવૃક્ષ, સિંચવા મેઘ સમાન છે જી. ૧૫
મુક્તિ મારગ એહ, સ્વર્ગ નિસરણી અમૃત્ત ઝરો જી;
અંધની લાકડી એહ, દુર્વિચાર કરે પરો જી. ૧૬
સુખનો એહ સમુદ્ર, પરિસીમા આનંદની જી;
વિદારનાર એ જેમ, ટાળે કુબુદ્ધિ ફંદની જી. ૧૭

પુન્ય તણો પ્રાગ્ભાર, સદગુણુનો ભંડાર છે જી,
નમુનો નીતિનો એહ, સુબુદ્ધિ ધરનાર છે જી ૧૮
પુરવામા વાચ્છિત્ત, કલ્પવૃક્ષ પણ જ્ઞાન છે જી,
મનુષ્ય છતા અજ્ઞાન, પ્રાણી પશુ સમાન છે જી ૧૯
ધર્મ શાસ્ત્રનુ જ્ઞાન, બહોળે ભાગે પામવા જી,
વ્યાકરણાદિ અભ્યાસ, પ્રારભ માહે ચલાવવા જી ૨૦
ખાસ જરૂર જણાય, વિચાર એમ જણાવતા જી,
મહારાજ શ્રી કહે એમ, ખર્ચ વિશેષ વિચારતા જી ૨૧
ઉંચો કરેલ અભ્યાસ, શાસ્ત્રી પ્રથમ રાખવા વડે જી,
માસીક સો ( ૧૦૦) નો પગાર, સુમારે આપવો પડે જી ૨૨
એવા કોઇ ઉદાર, ગ્રહસ્થ તણા સંયોગથી જી,
ધારણા પડે એહપાર, પણ આ સમય એ જોગથી જી ૨૩
ભાગ ઘણો અજ્ઞાત્ત, નામના કાયમ રાખવા જી,
બહુ અવશ્યક્તા ન હોય, એહવા કામમા ખરચવા જી ૨૪
પુષ્કળ દ્રવ્ય દેનાર, લાલચ મિથ્યા નામનીજી,
અથવા પ્રશંસા લોક, તુર્ત કરે જ્યે કામનીજી ૨૫
પરસ્પર સ્પર્ધા ચિત્ત, ધરતા દ્રવ્યને ખરચતાજી,
હિતકર જ્ઞાનાભ્યાસ, પરિણામે નથી સમજતાજી ૨૬
ક્વચિત્તજ દ્રવ્ય દેનાર, એહવા કાર્ય વિષે મળેજી,
" દુર્લભ " એહ વિચાર, દઢ ચિત્ત ધરતા ફળેજી ૨૭

---

## ઢાળ-છઠ્ઠી.

( જગપતિ નાયક નેમિજીનંદ, દ્વારિકા નગરી અમો સર્યા-એ રાગ )

ઉત્તમ પુરૂષોની ઇચ્છા એ શુભ, પાર વિલંબ વિના પડે,
ઇચ્છા ધરતા મહારાજશ્રી આહી, તામ દૈવ પ્રેરણા વડે (એ આંકણી)
નિવાસી મુર્શિદાબાદ, બુદ્ધસિંહજી બાબુ અહિ,
આવ્યા મહારાજ શ્રી પાસ, વદન નિમિત્ત એહવે અહિ ૧
કાઢી પૂર્વોક્ત પ્રસંગ, દાનવિજય પ્રતિબોધતા,
થાવા લાગી અસર ઉપદેશ, બાબૂ પ્રત્તિદિલ ધારતા ૩

એહ ઉપર મહારાજ શ્રીતામ, ઉપદેશામૃત સિંચતા;
ફરમાવો ખરચ્ચ કરૂં તેહ, બાબૂસાહેબ કબૂલ થતા. ૪
પરિણામે નથી મુજ દ્રવ્ય, કાર્ય બતાવો જેટલું;
ખરચાશે જ્યે શુભ નિમિત્ત, દ્રવ્ય ગણું મુજ તેટલું. ૫
ત્રણ વર્ષ સુધિ દરમાસ, સો ( ૧૦૦ ) રૂપીયા બાબૂતણા;
દર માસે પન્નર જસરાજ, સુરચંદવોરાના ગણ્યા. ૬
આણંદજી પુરૂષોતમ શાહ, એહ રિતે પન્નર દિયે;
એકસોત્રીશ માસીક એમ, ત્રણ વરસો નિશ્ચય થયે. ૭
આવકના પ્રમાણમાં ખર્ચ, રાખી પાલીતાણા મહિં;
જૈન સંસ્કૃત શાળા સ્થપાય, નિશ્ચય કરિ બાબૂ અહિં. ૮
સ્વદેશ રવાને થાય, આવક ખરચની થઇ જતા;
તજવીજ શાસ્ત્રીની થાય, અલ્પ વખત વિતાવતા. ૯
શાસ્ત્રી કોંકણ દેશિય, દ્વિજ્ઞ કર રાવને રાખતા;
મહારાજની આજ્ઞા લેઇ, દાનવિજયજી પધારતા. ૧૦
જૈન સંસ્કૃત શાળા તામ, સ્થાપતા નિજ નજર તળે;
શ્રી પાલીતાણા મોજાર, અતિ આડંબરે તે પળે. ૧૧
ભાદ્રપદ શુદ છઠ્ઠને દિન્ન, ઓગણી અડતાળીશમાં;
મુનિઓ, અને શ્રાવકો, તામ, જોડાણા અભ્યાસમાં. ૧૨
બહાર ગામ થકી મુનિરાય, ચાતુર્માસ વિતાવતા;
આવવા લાગ્યા શુભ આંહિ, અભ્યાસનું સાધન થતા. ૧૩
જૈન વ્યાકરણાદિ અભ્યાસ, માત્ર પ્રથમ ચલાવવા;
નિર્ણય થઇ જાતા આંય, સારી રીતે લાગ્યો ચાલવા. ૧૪
અવ્યવ સ્થિત પાછળથી અભ્યાસ, કરનાર તેમ કરાવતા;
ચાલ્યું અવ્યવસ્થિત એહ કામ, એહ રિતે બેઉ વરતતા. ૧૫
તોપણ રોપાયેલ બિજ, ધીમે ધીમે આગળ ફળે;
“ દુર્લભ ” પુન્યવંત્તને યોગ, ઉત્તમ પુરૂષ તણો મળે. ૧૬

ઇતિ ષષ્ટ પરિચ્છેદ સમાપ્ત.

---

# અથ ષષ્ટમ પરિચ્છેદ—ઉપસંહાર.



( હવે અવસર જાણી કરિયે સલેષણ સાર . એ રાગ )

બે દિવસ રહિ અહિં મુળચંદજી મુનિરાય,
ભેટ્યા શંઘ સહિત જઇ સિદ્ધાચળ ગિરિરાય,
વૃદ્ધિચંદ મુનિને ઉત્કંઠા અતિ થાય,
પણ શક્તિ અભાવે શી રીતે પહોંચાય. ૧

યાત્રા કરિ શંઘ નિજ સ્થાનક પહોંચી જાય,
ચાતુર્માસ કરે અહિં મુળચંદજી મુનિરાય;
શિષ્ય દેવ વિજય તસ કાળ ધર્મ અહિં થાય,
હતા વાદ વિવાદમાં વિચિક્ષણ મુનિરાય ૨

વાપરતા પાંચ, છ, દ્રવ્યજ એહ સદાય,
રહિ પૂર્ણ સમાધિ આખર સમયે આય,
એ પૂર્ણ પ્રતાપી નીવડત નિજ સમુદાય,
દિલગીર સાંભળતાં થ્યા વૃદ્ધિચંદ મુનિરાય ૩

ચોમાસુ એહ વિતતાં ગણીજી શરિરમાં થાય,
રક્ત પીતનો વ્યાધિ જોર વિશેષ જણાય,
પગ તળીયા માંહે ગમન ક્રીયા ન કરાય,
ઉપાય અનેક પ્રકારના ખાલી જાય ૪

વિશેષ જોર તસ મૃગશર માસે થાય,
નિત્ય ખબર મેળવે વૃદ્ધિચંદજી મુનિરાય,
વૃદ્ધિ વ્યાધિની વિશેષે સંભળાય,
ઉદ્વિગ્ન રહે શક્તિ વિણ ત્યાં ન જવાય ૫

અહિંના શ્રાવકને પ્રેરણા કરે ગુરૂરાય,
વિનતી કરિ લાવ્યા મિયાના વડે આય,

રહ્યા અખંડ પણે તત્પર તસ સેવા માંય,
પણ કોઈ ઉપાયે બાહ્ય સમાધિ ન થાય. ૬

અંત્તર સમાધિમાં રહેવા સમરથ એહ,
મળ્યા પ્રબળ સ્હાયક વળી વૃદ્ધિચંદ મુનિ ગુણગેહ;
મૃગશર વદ છઠ્ઠ દિન્ન ઓગણી પીસ્તાળીશ,
ખીન્ન હૃદયે નિહાળતા શંઘ અને નિજ શિશ. ૭

ધરિ પૂર્ણ સમાધિ ગણીજી ચિત્ત મોઝાર,
કાળ ધર્મ પામતા ભાવનગર તે વાર;
નિર્વાણ મહોત્સવ પાદુકા તસ આંય,
કરતા શંઘ સ્થાપન સારો દ્રવ્ય વય થાય. ૮

અપ્રતિમ ભક્તિવંત્ત વૃદ્ધિચંદજી મુનિરાય,
વિરહે ગણીજીને ખીન્ન હૃદય અતિ થાય;
વડિદિક્ષા યોગ્ વહન મુશ્કેલી જણાય,
સ્વર્ગવાસી ગણી થતા આખા સંઘાડામાંય. ૯

વડિદિક્ષા છ માસની અંદરમાંજ અપાય,
નવદિક્ષીત્ત મુનિને તેના બદલે આંય;
વીતી જાય વરસ બે એ અગવડતા માંય,
કોઇ રિતે ન એહનો રસ્તો કાઢી શકાય. ૧૦

છેવટ નિજ શિષ્ય ગંભિરવિજય મુનિરાજ,
અને નિત્યવિજયના વિનયવિજય એ કાજ;
ગયા યોગ્ વહન કરવા ગુરૂ આજ્ઞા લેઈ,
ધરે અપ્રીતીભાવ અંત્તર માંહે મુનિ કેઇ. ૧૧

ખટપટ કરે તેહમાં ઝવેરસાગર મુનિરાય,
ગણી વ્યાધિ સમય આવેલા દૂરથી આંય;
વિમૂળ મુનિ કેઇક એહવડે થઇ જાય,
જુદા પડી જાતાં દિલ ગુરૂજીનું દુભાય. ૧૨

સમાચાર એ સાભળ્યા રાજનગર મોઝાર,
આવ્યા આગેવાન એ ગામના અહિં તેવાર,
કરે વિનતી અનેક પ્રકારે ગુરૂજીને આય,
પણ બેસી મીયાને જાવા દિલ ન ચ્હાય. ૧૩

આઠ દિવસ રહિ અહિં એહ શ્રાવકો જાય,
સમતાપૂર્વક સ્થિરતા કરિ ગુરૂજી આય,
રહેતા એહ સમયે ભાવનગર મોઝાર,
ઓગણી છે તાળીશે કાર્ય થયા શ્રીકાર ૧૪

શાન્તિ થવા રોગની શાન્તિ સ્નાત્ર ભણાય,
રચના પાવાપુરીની કાર્તિક માસે થાય,
મૃગશર વૈશાકમા દિક્ષા મહોચ્છવો આય,
લેતા ત્રણ શ્રાવકો આડબરથી થાય ૧૫

ગોડીપાર્શ્વનાથના પાછલા ભાગની માય,
દેરાસર બાધતા તાસ પ્રતિષ્ઠા થાય,
મૂળનાયક સ્થાપન કર્યા શ્રી શ્રેયાસજીનરાય,
શ્રાવણ વદ એકમે સ્નાત્ર અષ્ટોત્રી ભણાય ૧૬

દાદાસાહેબ વાડીમા જિનમન્દિરને કાજ,
થવા યાત્રા લાયક એ અભિલાષી મહારાજ,
અનુસરીએ મતને સઘ તરફથી આય,
જિનમન્દિર બાધવા ખાત મુહુર્ત તસ થાય ૧૭

વોરા સુરચંદ હેમજી પ્રતિ આદેશ અપાય,
શ્રાવણ વદ છઠ્ઠ દિન શુભ કાર્ય એ થાય,
યાત્રાલાયક જિનચૈત્ય થયુ એ ઠામ,
તારાચદ વોરાયે કરેલ ઉમગથી કામ ૧૮

આણુ દજી પુરૂષોત્તમ આશ્વિન મોઝાર,
ઉજમણા મહોચ્છવ કરે આઈ શ્રીકાર

થઈ સમવસરણુની રચના અતિ મનોહાર,
છોડ શેઠ અવરના પંચાણું તે વાર. ૧૯

વહેવાને ગયેલા શિષ્યો ભગવત્તિ યોગ,
ઓગણી સુડતાળીશે પામી શુભ સંયોગ;
પામ્યા પદવી પન્યાસની વીશનગર મોઝાર,
ગંભિરવિજયને વિનયવિજય તે વાર. ૨૦

જેઠ વદી એકમે થતા શિષ્ય પન્યાસ,
સમાચાર સાંભળી થાય અહિં ઉલ્લાસ;
કાળધર્મ પામ્યા મુનિ નિત્યવિજય ખંભાત,
એહવર્ષ ભાદરવે સાંભળી આંહિ વાત. ૨૧

એહથી વૃદ્ધિચંદ મુનિ અતિશય દિલગિર થાય,
કારણુ કે પ્રતાપી એહ હતા ગુરૂભાય;
પ્રતિબોધ એહનો ધરતા ભવિજન ધ્યાન,
કરવા અનેક જીવ પાવન શક્તિવાન. ૨૨

નિર્વાણુ મહોચ્છવ તસ ખંભાત મોઝાર,
ભક્તિ સહિત કરેલો શંઘે ત્યાં શ્રીકાર;
ગણી શિષ્ય પ્રવિણુ અતિ દાનવિજય મુનિરાય,
આવ્યા છેંતાળીશમાં વ્યાધિ થાતા આંય. ૨૩

વૃદ્ધિચંદ મુનિ કરે સારવાર તસ આંય,
ઔષધ પથ્યાદિ કે તબીયત સુધરી જાય;
વ્યાધિના પ્રસંગે શિષ્યની લ્યે સંભાળ,
એ કાર્ય ધરાવે ગુરૂજી ચિવટ વિશાળ. ૨૪

જેહથી ન કદાપી શિષ્યનું દિલ દુભાય,
ચારિત્ર ધર્મ માંહે નિશ્ચય દ્રઢ થાય;
અન્યગચ્છિ કોઈ આવતા ગ્લાન થઇ મુનિરાય,
સંભાળ તેની પણુ ઉત્તમ રિતે થાય. ૨૫

શુણુ ધરતા પ્રશંસનિય મહારાજશ્રી એહ,
દ્રષ્ટાન્ત ધારવા યોગ્ય સર્વને જેહ,
આરોગ્ય થતા હવે દાનવિજય મુનિરાય,
અન્તર ઉમેદ કહે ગુરૂજી આગળ આય ૨૬

અતિશય કમિ કરતા મુનિશ્વરો અભ્યાસ,
પૂર્વાચાર્યે રચેલા પૂરણુ લેઇ પ્રયાસ,
ગ્રથો જૈનોના બાધ્યા પડયા રહે તેહ,
વ્યાકરણુ, કાવ્ય, અલકાર, ન્યાયાદિ, જેહ ૨૭

આધુનિક સમયમા શ્રાવક કે મુનિરાય,
કોઇ લાભ મેળવતા એહ વિષે ન જણુાય,
ભિન્ન ભિન્ન શહેરમા ચોમાસે મુનિરાય,
શાસ્ત્રીઓ રાખતા પુષ્કળ દ્રવ્ય અપાય ૨૮

ચાતુર્માસ વિતતા વિચરતા મુનિરાય,
રજા થાય શાસ્ત્રીને સ્મરણુ નષ્ટ થઇ જાય,
અભ્યાસ કરેલો મગીન ફળ નહિ થાય,
સગવડ ઉત્તમ જો થાયે તોજ વધાય ૨૯

સસ્કૃત્ત જૈનશાળા સિદ્ધક્ષેત્ર સ્થપાય,
અવિચ્છિન અભ્યાસે તો મગીન ફળ થાય,
મોટા પગારથી શાસ્ત્રી એક રખાય,
યાત્રાએ પધારતા લાભ લિયે મુનિરાય ૩૦

ઉપરોક્ત વિચારને વૃદ્ધિચદજી મુનિરાય,
આવ્યા મળતા કહે ખર્ચ વિશેષ જણાય,
ઉદ્દાર ગ્રહસ્થ મળી જાય તો કામ એ થાય,
બાબુ બુદ્ધસિહજી આવ્યા એ હવે આય ૩૧

પૂર્વોક્ત પ્રસગ ગ્રહિ દાનવિજય મુનિરાય,
પ્રતિબોધ આપતા બાબૂસાહેબને આય,

સિંચન તે ઉપર કરે વૃદ્ધિચંદ મુનિરાય,
ફરમાવો ખુશીથી બાબૂ કહે ગુરૂરાય. ૩૨

ત્રણ વર્ષ સુધીના સો ( ૧૦૦ ) રૂપીયા દરમાસ,
દેવા કબૂલ કરે અહિં બાબૂ ધરિ ઉલ્લાસ;
માસીક ત્રીશ રૂપીયા [૧] બે ગ્રહસ્થો દે આંય,
ત્રણ વર્ષના એકસોત્રીસ માસીક નોંધાય. ૩૩

તજવીજ શાસ્ત્રીની થાય થતા [૨] નિભાવ,
કોકણ દેશીય મળ્યા શાસ્ત્રી દિનકરરાવ;
ગુરૂ આજ્ઞા લેઇને દાનવિજય મુનિરાય,
સ્થાપન કરવા એ પાલીતાણે જાય. ૩૪

ઓગણી અડતાળીશ ભાદ્રવ માસ મોઝાર,
શુદ છઠ્ઠ દિવસે લહિ શુભ મુહુર્ત તે વાર;
સંસ્કૃત્ત જૈનશાળા સિદ્ધક્ષેત્ર સ્થપાય,
મુનિ દાનવિજયની નજર તળે શરૂ થાય. ૩૫

મુનિયો અને શ્રાવકો અભ્યાસે જોડાય,
ચોમાસુ વિતાવતા બહાર થકી મુનિરાય;
સગવડ થઇ જાતા આવી દાખલ થાય,
અભ્યાસ વ્યાકરણનો પ્રારંભે શરૂ થાય. ૩૬

શરૂઆતમાં ચાલ્યું સારૂ અભ્યાસનું કામ,
અવ્યવસ્થિત પાછળથી ક્રમ થઇ ગયો એ ઠામ;
એકસો ને પાંચ ગાથાયે કહ્યો પરિચ્છેદ,
" દુર્લભ " શરૂ કાર્યની ફળશે તોય ઉમેદ. ૩૭

**ઇતિશ્રી ષષ્ટમ પરિચ્છેદ ઉપસંહાર સમાપ્ત.**

---

૧ બે ગ્રહસ્થો. વોરા જસરાજ સુરચંદ માસીક પન્નર. શા. આણંદજી પુરૂષોત્તમ માસીક પન્નર. ૨ આવક.

સદબોધામૃત્ત ધારતા રે કેઇક જીવો નિસ્તારતા રે, ભવસાયરથી જેહ.
વ્હાલા મારા ભવસાયરથી જેહ.....................( એ આંકણી )
સંવત્ત ઓગણી ઓગણત્રીશે રે, રાજનગર મોજાર;
વડી દિક્ષા ગ્રહિને થયા રે, પ્રથમ શિષ્ય તે વાર. હો ગુરૂજી૦ ૨
મૂળ ગુરૂજી અભાવથી રે, કેવળવિજય મુનિરાય;
શિષ્ય પ્રથમ તસ સ્થાપતા રે, મુળચંદજી ગણી આંય, હો ગુરૂજી૦ ૩

## ૨ મુનિ મહારાજ શ્રી ગંભીરવિજયજી અનુયોગાચાર્યજી પન્યાસ.

યતિપણું તજી દિક્ષા વડી રે, રાજનગર મોજાર;
પ્રસિદ્ધ મુનિ બુટેરાયના રે, હાથથી ગ્રહિ તે વાર. હો ગુરૂજી૦ ૪
ઓગણી એકત્રીશમાં રે, સ્થાપતા નિજ ગુરૂરાય;
ગંભીરવિજય મુનિ નામથી રે, શિષ્ય બિજાએ થાય. હો ગુરૂજી૦ ૫

## ૩ મુનિ મહારાજશ્રી ઉત્તમવિજયજી.

ઓગણીસો બત્રીશના રે, ફાગણ માસ મોજાર;
પટણી ઉત્તમચંદ નામના રે, ધોળેરાના રહેનાર. હો ગુરૂજી૦ ૬
ઉત્તમ વિજય મુનિ નામથી રે, શિષ્ય ભરૂચે સ્થપાય;
દિક્ષા દેતા શુદી ત્રીજે રે, નિત્યવિજય મુનિરાય. હો ગુરૂજી૦ ૭

## ૪ મુનિ મહારાજશ્રી ચતુરવિજયજી પન્યાસ.

ઓગણી સાડત્રીશનારે, માઘ માસ મોજાર;
રાજનગરના શ્રાવકે રે, દિક્ષા ગ્રહિ તે વાર. હો ગુરૂજી૦ ૮
ચતુરવિજય મુનિ નામથીરે, શિષ્ય ડીસામાં સ્થપાય;
દિક્ષા દેતા શુદ પાંચમેરે, ઉમેદવિજય મુનિરાય. હો ગુરૂજી૦ ૯

## ૫ મુનિમહારાજ શ્રી રાજવિજયજી

એજ વર્ષ માંગરોળનારે, શ્રાવક દિક્ષીત થાય;
વળા શેહેર પોતા કને રે, રાજવિજય મુનિરાય. હો ગુરૂજી૦ ૧૦

## ૬ મુનિ મહારાજ શ્રી હેમવિજયજી.

ઓગણીસો ચાલીશનારે, જેઠ મામ મોઝાર,
શ્રાવક જીવા નામથીરે, ધોલેરાના રહેનાર હો ગુરૂજી૦ ૧૧
ભાવનગરમા તેહનેરે, દિક્ષા સ્વહાથે અપાય,
શિષ્ય એ શુદી ત્રીજે થયારે, હેમવિજય મુનિરાય હો ગુરૂજી૦ ૧૨

## ૭ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ વિજયધર્મસૂરિ

ઓગણી ત્રેતાળીશનારે, માસ વૈશાક મોઝાર,
શ્રાવક એ મહુવા તણારે, દિક્ષા લિયે તે વાર હો ગુરૂજી૦ ૧૩
ભાવનગર સ્વહસ્તકેરે, વદી પાચમે અપાય,
ધર્મવિજય, ધીરવિજયજીરે, શિષ્ય એ બેઉ નિમાય હો ગુરૂ૦ ૧૪
નિજ હયાતીમા થયારે, ધિરવિજય મુનિરાય,
આજ્ઞા બાર એ કારણેરે, શિષ્યમા તે ન ગણાય હો ગુરૂજી૦ ૧૫

## ૮ શ્રીમદ વિજયનેમીસૂરિ

ઓગણી પીસ્તાળીશનારે, જેઠ માસ મોઝાર,
દિક્ષા મહુવાના શ્રાવકે રે, ગ્રહણ કરિ તે વાર હો ગુરૂજી૦ ૧૬
ભાવનગર સ્વહસ્તકે રે, શુદી સાત્તમે અપાય,
શિષ્ય પોતાના એ થયા રે, નેમવિજય મુનિરાય હો ગુરૂજી ૧૭

## ૯ મુનિ મહારાજ શ્રી પ્રેમવિજયજી પન્યાસ

બાળ બ્રહ્મચારી જ્ઞાતિએ રે, ઓસવાળ અહિંના જ,
કરે ભાવનગર દેરાસરે રે, મહેતા તગીદ કાજ હો ગુરૂજી૦ ૧૮
શ્રાવક પ્રેમજી નામના રે, ધરિ વૈરાગ્ય વિચાર,
ઓગણી છેતાળીશ ના રે, માસ વૈશાક મોઝાર હો ગુરૂજી૦ ૧૯
ગુરૂમહારાજના હાથથી રે, દીક્ષિત અહિં તે થાય,
શિષ્ય એ શુકલ તૃયોદશી રે, પ્રેમવિજય મુનિરાય હો ગુરૂજી૦ ૨૦

## ૩૦ સદ્દગુણાનુરાગી સન્મિત્ર મુનિ મહારાજશ્રી કર્પુરવિજયજી.

ઓગણી સુડતાળીશના રે માસ વૈશાક મોઝાર;
બાળબ્રહ્મચારી જ્ઞાતિમાં રે, ઓસવાળ તે વાર. હો ગુરૂજી૦ ૨૧
મેટ્રીકયુલેસનની કરી રે, પરિક્ષા જેણે પસાર;
શ્રાવક કુંવરજી નામના રે, વળા શેહેર વસનાર. હો ગુરૂજી૦ ૨૨
ભાવનગરમાં તેહને રે, દિક્ષા સ્વહાથે અપાય;
શિષ્ય એ શુદી છઠે થયા રે, કર્પુરવિજય મુનિરાય. હો ગુરૂજી૦ ૨૩

### આ શીવાય મુનિ મહારાજે—

ઉમેદવિજય, દુર્લભવિજે રે, અમરવિજય મુનિરાય;
મેઘવિજય, મુનિ આદિને રે, દિક્ષા સ્વહસ્તે અપાય. હો ગુરૂજી૦ ૨૪
પણ એ બીજા મુનિરાજના રે, નામની દિક્ષા અપાય;
તેથી તેમના શિષ્યની રે, નોટમાં એ ન મુકાય. હો ગુરૂજી૦ ૨૫
તેમ એ ગુરૂ પ્રતિબોધથી રે, પામી વૈરાગ્યને ખાસ;
મુળચંદજી, નિત્ય વિજયજી રે, ઉમેદ વિજયજી પાસ. હો ગુરૂજી૦ ૨૬
કેટલાએક શ્રાવક પ્રતિ રે, દિક્ષા એ રિતે થાય;
વિવિક્ષા તસ નામની રે, આપેલી નથી આંય. હો ગુરૂજી૦ ૨૭
“ દુર્લભ ” સમય એ ગુરૂ તણો રે, શિષ્ય તણો સંપ્રદાય;
વિચરતા આ વખતમાં રે, ઉપગારી બહુ થાય. હો ગુરૂજી૦ ૨૮

**ઇતિશ્રી સપ્તમ પરિચ્છેદે શ્રી મુનિ મહારાજશ્રી**

**વૃદ્ધિચંદજી જીવન ચરિત્ર સમાપ્ત.**





આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ



સદ્‌ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી મહારાજ

# અથશ્રી સપ્તમ પરિચ્છેદ ઉપસંહાર.



( હવે અવસર જાણી કરીયે સલેપણ સાર          એ રાગ )

પૂર્વોક્ત બે વ્યાધિ, વડે અશક્ત ગુરૂરાય,
ઉપરાંત છાતીનો દુખાવો થઇ જાય,
ઓગણી અડતાળીશે શંઘ, શિષ્ય ગભરાય,
ફોટોગ્રાફ લેવા તસ ભકતની ઇચ્છા થાય          ૧

અપૂર્વ નિરાભિમાન દશા ગુરૂરાય,
ધરતા ના પાડે પણ આગ્રહથી લેવાય,
જીવન ચરિત્ર તસ લખવા ઇચ્છા થાય,
તે પણ ગુરૂરાજની ઇચ્છા વિણુ લખાય          ૨

પછી વ્યતિત હકિકત સમજી જતા પણ તેહ,
કેવામા અટકતા અપૂર્ણતા રહેલી એહ,
અરે ? શબ્દ ન ઉચ્ચર્યા, વ્યાધિ સમય પણ જેહ,
અરિહંત, સિદ્ધ, સાહુ, શબ્દ ઉચ્ચારતા તેહ          ૩

ઓગણી ઓગણુ પચ્ચાએ એ ગુરૂરાય,
પ્રતિબોધ આપતા કાર્ય શુભ અહિં થાય;
ઉજમણા મહોચ્છવ સંઘ સિદ્ધગિરિ જાય;
ચોગ્ વહન વડીદિક્ષા પણ શિષ્યને થાય          ૪

જન્મ ધારણ પંજાબમા કરતા એ ગુરૂરાય,
પણ દિક્ષા પછી ત્રણ વરસે આવ્યા આંય,
ઉપગારી ગુર્જરને કાઠીયાવાડમા થાય,
વિશેષે તેમા પણ ભાવનગર હિતદાય.          ૫

પ્રૌઢ કાર્ય કરી તે સાથે નામ જોડાય,
ભાવનગર શંઘને ઈચ્છા આખર થાય;
મીટીંગ ભરતા રૂપીયા પાંચ હજાર,
થતા એક કલાકમાં થાય ઠરાવ તે વાર. ૬

જોડી નામ મહારાજનું માસ વૈશાક મોઝાર,
જૈન વિદ્યાશાળા કરિ સ્થાપન તે વાર;
શુદી ત્રીજે આડંબરે કાર્ય શુભ એ થાય,
થયું આખર કાર્ય એ વ્યાધિ વિશેષે જણાય. ૭

સર્વ મુનિ મંડળમાં દુર્લભવિજય મુનિરાય,
શ્રાવક અમરચંદ વોરા, કુંવરજી ભાય;
છોડી કાર્ય સકળને ગુરૂસેવામાં આંય,
અહર્નિશ રહ્યા તત્પર આખર સમય કળાય. ૮

સંભળાવે, સાંભળે પ્રકરણુ આદિ ગુરૂરાય.
કેઇક ગાથાના અર્થ સમજાવતા જાય;
વ્યથા કારક વ્યાધિ પણ ઉપસમ રસમાં ન્હાય;
વૈશાક શુદ સાતમે શ્વાસ વિશેષે જણાય. ૯

સાધુ સાધ્વી ઠાણા પચ્ચા મળેલા આંય,
કેઇક ગામોના આવેલ શ્રાવક ભાય;
એહિજ રાત્રીના સાડા નવ જ્યાં થાય,
અરિહંત, સિદ્ધ, સાહુ, ઉચ્ચરતા ગુરૂરાય. ૧૦

ધરિ પૂર્ણ સમાધિ આખર સમયે એહ.
અશુચિ ભંડાર રૂપ ત્યાગે માનવદેહ;
સ્વર્ગવાસી ગુરૂ થતા ખબર તુર્ત ફેલાય,
શંઘ સકળ અવર પણ અતિશય દિલગિર થાય. ૧૧

શોકયુક્ત મહોચ્છવ કરિ, દાદા સાહેબ લહિ જાય,
અગ્નિસસ્કાર એ વાડી માંહે થાય,
આરભના કાર્ય વેપાર બધ રહે આય,
કારખાના, મીલ, પ્રેસો, બધ તે દિવસે થાય ૧૨

શોક યુક્ત ખબર એ દેશાવરમા જાય,
હડતાળો સ્થળો સ્થળ દિલગિર સરવે થાય;
ગુરૂ યાદ ગિરીના કાયમ સ્મરણના કાજ,
થયા કેઇક ગામોમા જેહ જણાય છે આજ ૧૩

સસ્કાર સ્થાનક પર તસપાદુકા સ્થપાય,
આરસ દેરીમા શધ તરફથી આય,
નિર્વાણભૂમિમા સાથે બે ગુરૂભાય,
દાદા સાહેબ વાડીમા નજીક નજીક કળાય ૧૪

બસો ચોવી ગાથાએ પરિચ્છેદ લખાય,
તમ ગુણ સમૂહનો પાર ન પામી શકાય,
અનુસરતા તેહને આત્મહિત વૃદ્ધિ થાય,
" દુર્લભ " ગુણ ગિરૂઆ કરિએ મનન સદાય ૧૫

ઇતિ સપ્તમ પરિચ્છેદ ઉપસંહાર સમાપ્ત.



# કળશ.



( ગાયો ગાયો રે વિમલાચલ તીરથ ગાયો.......એ રાગ. )

ગાયો ગાયો રે વૃદ્ધિચંદ મુનિશ્વર ગાયો,
જન્મ ગ્રહિ પંજાબ ભૂમિમે, નિમિત મનોહર પાયો;
સરલ સ્વભાવ કુશળ વ્યવહારમે, શિશુ વયથીજ જણાયો રે. વૃદ્ધિ૦ ૧
( એ આંકણી )

કુમતિના સાম્રાજ્ય માંહે પણ, શ્રુત્ત ચિંત્તામણી પાયો;
તત્ત્વગ્રાહિ શુદ્ધ માર્ગ પ્રરૂપક, પ્રસિદ્ધ મુનિ બુટેરાયો રે. વૃદ્ધિ૦ ૨
કુમતિ કુટુમ્બ સહિત ગઇ એહથી. શુદ્ધ આલંબન પાયો;
તાસ પસાય દૃઢ ધર્મ રાગ મે, ચરિત્ર નાયક જોડાયો રે. વૃદ્ધિ૦ ૩

આત્મહિત વૃદ્ધિ કારણુ ઘટમે, જ્ઞાન દીપક પ્રગટાયો;
અનિત્ય, અશરણ, અસર સંસારકો, રંગ ત્તરંગ જણાયો રે. વૃ૦ ૪
લિન થતા વૈરાગ્યમે પૂરણુ, માત, પિતા, કુ સુનાયો;
તાસ અનુજ્ઞા મેળવતા વરસ બે, નિજ ગ્રહવાસ વિતાયો રે. વૃ૦ ૫

રહિ જળ પંકજની પરે ન્યારો, વિનયથી આજ્ઞા પાયો;
આજ્ઞાપત્ર ધર્મ યશ શ્રેષ્ટિ કો, ગુરૂજી ઉપર લખાયો રે. વૃદ્ધિ૦ ૬
કઠિન સમય સહિ કષ્ટઃઅનંતા, પ્રસિદ્ધ મુનિ બુટેરાયો;
ધર્મ ધ્વજ ફરકાવી પંજાબ મે, દિલ્હી મુકામે આયો રે. વૃદ્ધિ૦ ૭
શુદ્ધ માર્ગ સમરથ શિષ્યોકી, શોધમે નિપૂણુ જણાયો;

તાસ પસાય ઓગણીસો આઠમાં ચરિત્ર નાયક એ પાયોરે. વૃદ્ધિ૦ ૮
દિક્ષા ગ્રહિ એહ વર્ષ દિલ્લીમાં, ચાતુર્માસ ઠરાયો;
નવજયપુર, વિંકાનેર દસમે ભાવનગર અગ્યારમેં આયોરે. વૃદ્ધિ૦ ૯
બાર, તેર, રહિ રાજનગરમે, વડી દિક્ષા ત્યાં પાયો,
મણીવિજય પન્યાસકી પાસે, પોતે અને ગુરૂરાયોરે. વૃદ્ધિ૦ ૧૦

જ્ઞાન વૃદ્ધિ નિપૂણુ શાસ્ત્રોમે, અનુભવ જ્ઞાન કરાયો,
આજ્ઞા આપે વિચરવા ચોદમા, બુદ્ધિવિજય ગુરૂરાયોરે. વૃદ્ધિ૦ ૧૧
આજ્ઞા સભા સમક્ષ વ્યાખ્યાનની, એહિજ વરસમેં પાયો,
ચાતુર્માસ રહિ ભાવનગરમે, જાહેર બોધ સુનાયોરે વૃદ્ધિ૦ ૧૨
ગોધાપન્નર, સોળ ભાવનગરમે, ચાતુર્માસ ઠરાયો,
સત્તરથી વીશએ ચાર ચોમાસે, રાજનગર ગુરૂરાયોરે વૃદ્ધિ૦ ૧૩
દલપતભાઇ ભગુભાઇ શઘમે, સિદ્ધાચળ ગિરિ આયો,
એકવીશમા કરે ચાતુર્માસએ, ભાવનગર ગુરૂરાયોરે વૃદ્ધિ૦ ૧૪
બાવીથી પચ્ચીશ ચાર ચોમાસે, રાજનગર ગુરૂરાયોરે,
સારો પુસ્તક ભડાર એ સમયે, આ સ્થળ માહે કરાયોરે વૃદ્ધિ૦ ૧૫
શ્રીશખેશ્વર પાર્શ્વનાથની, યાત્રા નિમિત્ત ગુરૂરાયો,
જાતા છવીશમા ચાતુર્માસ એ, રાધણપુર ઠરાયોરે વૃદ્ધિ૦ ૧૬
પ્રસિદ્ધ ગુરૂ બુટેરાય પજાબથી, સત્તાવીશમા આયો,
ચાતુર્માસ એ સાલનો સાથે, રાજનગરમે ઠરાયો રે વૃદ્ધિ૦ ૧૭
અઠ્ઠાવીશ લીબડી, ઓગણત્રીશ, સિદ્ધાચળ ગિરિરાયો,
ઓગણીસોત્રીશ ભાવનગરમે, ચાતુર્માસ ઠરાયોરે વૃદ્ધિ૦ ૧૮
રાજનગર એકત્રીશ, બત્રીશ, સિદ્ધાચળ ગિરિગયો;
તેત્રીથી પાત્રીશ ત્રણુ ચોમાસે, ભાવનગર ગુરૂરાયો રે વૃદ્ધિ૦ ૧૯
છત્રી, સાડત્રીશ, વળા શહેરમા, ચાતુર્માસ કરાયો,
નિષ્કટક કરિ ક્ષેત્ર ઉત્તમ એ, ગુરૂ મહારાજે બનાયોરે વૃદ્ધિ૦ ૨૦
આડત્રીથી અડતાળી સુધિ રહે, ભાવનગર ગુરૂરાયો,
વરસ એકાદશ શક્તિ અભાવે, તદન્ન નહિં વિચ્ચરાયોરે. વૃદ્ધિ૦ ૨૧
ચાર્તુમાસ કરે એકતાળીશ, એહ રિતે ગુરૂરાયો,
કાઠીયાવાડના કઈક સ્થળેથી, કુમતિ કુર્તક હઠાયો રે વૃદ્ધિ૦ ૨૨
સવત્ત ઓગણી ઓગણુ પચ્ચાસમે, ભાવનગર ગુરૂરાયો,
સ્વર્ગવાસ સપ્તમી દિવસે, માસ વૈશાકમે પાયો રે. વૃદ્ધિ૦ ૨૩
શાન્તમુર્તિ, નિસ્પૃહિ, પ્રભાવિક, પૂર્ણ પ્રતાપ છવાયો;
શુદ્ધ જિનમતની પિછાન આદેશતો, તાસ પ્રતાપે પાયોરે વૃદ્ધિ૦ ૨૪

ઉપકારી થઇ જીવ અનેકને, આત્મ કલ્યાણ કરાયો;
એ ઉપગાર અમાપ ઘડીભર, કિમ જાયે વિસરાયો રે. વૃદ્ધિ૦ ૨૫
આત્મહિત વૃદ્ધિ નિમિત્ત ગુરૂનો, સમરથ ગુણ ગણુ ગાયો;
સંવત્ત ઓગણીસો ઓંતેરમાંહે, ગદ્ય આધારે ગુંથાયોરે. વૃદ્ધિ૦ ૨૬
અલ્પ મતિએ શેહેર વળામે, ગુરૂ ગુણ હૃદય સ્ફુરાયો;
અગીયારસો પચ્ચીશ ગાથાએ, પદ્ય ચરિત્ર રચાયો રે. વૃદ્ધિ૦ ૨૭
વાચકવૃંદ શુભ વૃત્તિ પ્રયાસ એ, થાઓ સફળ સવાયો;
"દુર્લભ" નરભવ સફળ કરે એહ, ચરિત્ર-હૃદયપર ધ્યાયોરે. વૃદ્ધિ૦ ૨૮

ઇતિ શ્રી:મન્મુનિ મહારાજશ્રી વૃદ્ધિચંદજી જીવન ચરિત્ર




સં. ૧૯૭૨ ના ચૈત્ર શુદી ૧૦ } ગદ્ય ચરિત્ર આધારે પદ્ય રચના કરનાર
**દુર્લભજી વિ. ગુલાબચંદ મહેતા વળા.**

# શ્રીમદ્ રત્નાકરસૂરિ વિરચિત રત્નાકર પચ્ચીશીનો ગુર્જર ભાષાનુંવાદ.

---

( સવૈયા એકત્રીસા )

મોક્ષ રૂપ લક્ષ્મીની માંગલિક્ય ક્રીડાના મન્દિર સમાન,
ચરણુ કમળ પ્રણમેલ જેમના, દેવેંદ્રો તેમજ નરજન,
ચોત્રીશ અતિશય શ્રેષ્ટ શોભતા, કેવળજ્ઞાન કળા ભંડાર,
એવા હે સર્વજ્ઞ ! પ્રભુ તમે, ચીરકાળ વર્તો જયકાર

( ૧ )

ત્રીજગના આધારભૂત હે, તેમજ કરૂણાના અવતાર,
દુ ખે નિવારી શકાય એહવા, દુનિયાના દળવા વીકાર,
વૈદ્ય સમાન શ્રી વિત્તરાગ પ્રભુ, જ્ઞાનવંત વિભુઠો વિશેષ,
વિનતી કરૂ છુ આપ પ્રતિ હુ, ભોળા ભાવવડે લવલેશ

( ૨ )

બાળ ક્રીડાએ કરી યુક્ત, વિકલ્પ રહિત મા બાપની પાસ,
નથી બોલતો બાળ કશુ એ, સત્ય હકીકત કરી પ્રકાશ,
એ રીતે હે નાથ ! રહેલો, આપની આગળ હુ પસ્તાય,
યથાર્થતા પૂર્વક દર્શાવું, મારો પોતાનો અભિપ્રાય

( ૩ )

પાળ્યુ નહિ સુન્દર શિઅલવૃત્ત, તેમજ દિધુ નહિ મે દાન,
તપ્યો નહિ તપ બારે ભેદે, ઉત્તમ ભાવ થયો ન નિદાન,
આશ્ચર્ય હે પ્રભુ ! એ વર્તનથી, મે તો આ ભવની મોઝાર,
ફોગટ ભ્રમણ કરીને નિશ્ચય, એળે ગુમાવ્યો અવતાર

( ૪ )

ક્રોધ રૂપ દાવાનળ અગ્નિ, માંહે હું તો દગ્ધ થયેલ,
દુષ્ટ એહવા લોભ નામના, મોટા સર્પથી ડંખાયેલ;
અને રહેલો છુ અભિમાન, સ્વરૂપી અજગર વડે ગળાય,
બંધાયો માયા રૂપ પાસે, ભજન આપનું શી રીત થાય.

( ૫ )

પરહિતકારી કાર્ય નથી મેં, પરભવ માંહે પણ કીધેલ,
હે લોકના ઇશ ! તેથી હું, સુખ નથી આ લોકે પામેલ;
હે જિનેશ્વર ! એ રીત નિશ્ચય, જન્મ અમારા જેવાનાંજ.
ફકત થયેલા ધારણ ભવની, પરીપૂર્ણતા કરવા કાજ.

( ૬ )

હે સુન્દર વર્તનવાળા ! હું, મુખરૂપ ચંદ્ર તમારૂં જોય,
લાભ વડે એ મોટા આનંદ, રસને દિલ દ્રવ્યું નહિં તોય;
હે દેવ ! જે નિમિત્ત અમારા, જેવા જનના ચિત્ત ચકોર,
માનું છું તે કારણ મનને, પથ્થરથી હું અધિક કઠોર.

( ૭ )

પુષ્કળ ભવના ભ્રમણ વડે જે, પ્રાપ્ત ઘણાં કષ્ટેથી થાય,
દર્શન, જ્ઞાન, ચરણ, રૂપ, રત્નત્રયીએ પામ્યો આપ પસાય;
તે ગઇ આળસ રૂપ નિદ્રાને, આધિન થાતા તે મોઝાર,
હે સ્વામી ! આ કોની આગળ, જઇ કરવો મારે પોકાર.

( ૮ )

થયો મને વૈરાગ્ય રંગએ, અવર જનો છેતરવા કાજ,
ધર્મ તણો ઉપદેશ થયો મમ, લોકો રંજન કરવામાંજ;
ને થયો વાદવિવાદ નિમિત્તે, મારો વિદ્યાનો અભ્યાસ,
હે ઇશ ! હાસ્યજનક વૃત્તાંત એ, કેટલું મારૂં કરૂં પ્રકાશ.

( ૯ )

કરી પારકી નિન્દાઓને, દોષવાળુ મુખ મે કીધેલ,
તેમજ પરદારાઓ પેખી, નેત્રો મુજ દોષીત થયેલ,
કષ્ટ ચીતવીને પરનુ મે, દોષીત ચિત્ત કરેલુ એમ,
હે પ્રભુ ! મારૂ શુ થાશે ? હુ આગળ થઈશ કૃતારથ કેમ

( ૧૦ )

કામદેવરૂપ રોગવ્યથાની દશામા, દિલ આધિન થયેલ
કરી વિટબના આત્માની મે, વિષયોમા હુ અધ બનેલ,
તે પણ પ્રગટ કરી દીધુ મે, આપની પાસે લાવી લાજ,
હે સર્વજ્ઞ ! તમે પોતે તો, જાણો છો સગ્વે અમકાજ

( ૧૧ )

અવગણુના નવકારમત્રની, કરી અવરમત્રે ભરમાય,
શ્રવણુ કરી નહીં આગમવાણી, કુશાસ્ત્રના વાકયોને ચ્હાય,
અને કુદેવ સગતથી નિષ્ફળ, ઇચ્છયુ મે કરવાને કામ,
હે નાથ ! નિશ્ચય મુજ મતિમા, વિભ્રમ એહ થયેલ તમામ

( ૧૨ )

દ્રષ્ટિ લક્ષમા આવેલા મુજ, એવા મે છોડીને આપ,
મૂઢ બુદ્ધિવાળાએ હૃદયે, ધ્યાન ધર્યુ ખાઇને [1]થાપ,
સ્તન કટાક્ષ ગભીર નાભિને, કટિ પ્રદેશ મબધી ભાગ,
સ્રીઓના વિલાસોએ મે, ધ્યાયા ધરી અતરમા રાગ

( ૧૩ )

ચપળ નેત્રવાળી સ્રીઓના, પેખી મુખ મુદ્રાના ભાગ,
લાગેલો છે મન સબધી, લેશ વિશેષ પ્રકારે રાગ,
ધોયો છતો પવિત્ર સિદ્ધાન્ત, રૂપીએ રત્નાકર મોઝાર,
તો પણ દૂર થયો નહિ તેનુ, કારણુ શુ હે તારણુહાર

( ૧૪ )

---

૧ થાપ-ભૂલ

નથી સુશોભિત તન આ મારૂં, નહિં સદગુણ સમૂહનો ભાસ,
તેમજ નથી કોઇ મુજ માંહે, એવો નિર્મળ કળા વિલાસ;
દેદિપ્યમાન કાન્તિ છે જેની, ઠકુરાઇ એવી પણ કોય,
છે નહિં હું અહંકારવડેથી, કદર્થના પામેલો તોય.

( ૧૫ )

શીઘ્ર જાય આવરદા મારી, પાપ બુદ્ધિ તો પણ નહિં જાય,
અને અવસ્થા ગઇ મારી પણ, વિષયવાસના તૃપ્ત ન થાય;
કર્યો પ્રયત્ન ઔષધ વિધિમાં, ધર્મ વિષે નથી યત્ન કરેલ,
હે સ્વામી ! હું કષ્ટએ રીતે, મોટા મોહ વડે પામેલ.

( ૧૬ )

આત્મા પરભવ પુન્ય પાપકે, કશું નથી એમાંથી કાંય,
ધરી કાને મે નાસ્તીકોની, એવી કડવી વાણી વ્હાય;
કેવળજ્ઞાન વડે કરી સૂર્ય, સમાન અતિ એવા સાક્ષાત,
હે દેવ ! ધી:કાર હો મુજને, આપ છતાં રૂચી એ વાત.

( ૧૭ )

૧ અર્ચા મેં કરી નહિં દેવની, નહિં સુપાત્ર પૂજા કીધેલ,
તેમજે શ્રાવક અને સાધુનો, ધર્મ નથી પણ મેં પાળેલ;
મનુષ્ય જન્મ પામેલો તો પણ, ગુમાવ્યું સઘળું મેં આમ,
જેથી કરેલ વીલાપ રાનમાં, એવું મારે થયું તમામ.

( ૧૮ )

અસત્ય એહવા કામ ધેનુંને, કલ્પવૃક્ષ ચિંતામણીરત્ન,
પીડાધરી મેળવવા મનમાં, ઈચ્છા પૂર્વક કીધા યત્ન;
પણ ઈચ્છયો નહિં જૈન ધર્મ મેં, પ્રગટ સુખ દેનારો જેહ,
વિશેષ પ્રકારે મૂઢપણુ મુજ, નીરખો હે જિનેશ્વર એહ.

( ૧૯ )

---

૧ અર્ચા—પુજા.

સરસ સરસ ભોગોની લીલા, નિત્ય ચ'તવી મન મોઝાર,
પણ એ છે રોગોની જ્વાળા, મે અધમે ન કરેલ વિચાર,
ચીતવી મે ધનની પ્રાપ્તીને, મરણ તુલ્ય નહિ એ ધારેલ,
અને ચીતવી સ્ત્રીઓ દીલથી, નહિ ધારેલ નરકની [1]જેલ

(૨૦)

સદાચારના સેવનથી હુ, સાધુ હૃદયમા નથી રહેલ,
તેમજ કીર્તિ પર ઉપકારી, કાર્ય વડે નથી પ્રાપ્ત કરેલ,
તીર્થોદ્ધાર વિગેરે એવા, નથી કરેલા મે શુભ કામ,
ફોગટ ગુમાવ્યો નિશ્ચય મે એવી રીતે જન્મ તમામ

(૨૧)

ગુરૂ ઉપદેશવડે વૈરાગ્યનો, રગ નથી મુજને લાગેલ,
તેમજ નથી શાન્તિ દુર્જનના, વચનો માહે મે ધારેલ,
અને વળી અધ્યાત્મજ્ઞાનનો, અશ નથી મારામા કયાય,
હે દેવ ! પછી કઇ રીતે આ, ભવસિન્ધુ મારાથી તરાય

(૨૨)

પુણ્ય ઉપાર્જન પૂર્વ ભવે મે, કીધેલુ નથી એવુ કાય,
અને આવતા જન્મ વિષે પણ, મારાથી નહિ કરી શકાય,
જે માટે હુ એવો મારા, ભૂત, ભાવીને, સાપ્રત, તેમ,
વ્યર્થ ગયા એ ત્રણે ભવોને, હે ઇશ ! હારી ગયો હુ એમ

(૨૩)

અથવા તો વિશેષ પ્રકારે, ફોગટ હુ શુ આપની પાસ,
હે દેવ ! હે પૂજ્ય ! આ મારૂ, ચરિત્ર કેટલુ કરૂ પ્રકાશ,
સ્વરૂપ નિરૂપણ ત્રણ જગતનુ, કરનારા પોતે સાક્ષાત,
કવણ માત્ર તેની આગળ આ, મારા ચરિત્ર તણો અવદાત

(૨૪)

---

૧ જેલ—મધીખનુ

મનહરછંદ.

દિન જનનો ઉદ્ધાર, કરવામાં ધુરંધર, આપથી ન બીજો કોય તેમજ
આલોકમાં,
કોપાનું ભાજન નથી, મારા થકી બીજો કોય, તો પણ હે જિનેશ્વર !
રહેલ આ જગમાં;
લક્ષ્મીને માગતો નથી, પરંતુ અર્હનદેવ, મોક્ષ લક્ષ્મીના સમુદ્ર,
પ્રાર્થના કરૂં છું હું,
અદ્વિતિય સ્થાનરૂપ, મંગળના આપો મને, " દુર્લભ " સમ્યકત્વ,
રત્ન સુખદાય મોક્ષનું.

(૨૫)

શ્રીમદ્ રત્નાકરસૂરિ વિરચિત રત્નાકર પચ્ચીશી સમાસ.



# મુનિ લલિતવિજય અને ગુરૂપરંપરા.




ગુરૂવંદનમાં—ઉપર શ્રી મણિવિજય દાદા છે, તેમની નીચે જમણી બાજુ શ્રી બુટેરાયજી, ડાબી બાજુ શ્રી વૃદ્ધિચંદજી, તેમના નીચે શ્રી કર્પૂરવિજયજી અને તેમની જમણી બાજુએ લલિતવિજય



# આત્મોદ્દેશક-કક્કાવળીક્રમ



## સકળ તીર્થવંદન (તીર્થમાળા)

( ત્રિપદી ચોપાઈ) વા (સારી ચોપડિયે શોભાય )

કક્કા કદંબગિરિને કુલપાક, કલકત્તા કુંભારિયા તાક,[1]
કોરટા કરેડા નહિ થાક, કક્કા૦ ॥ ૧ ॥
કક્કા કાકંદી કુંડલપુર, કેસરિયા કોટા કાનપુર,
કાવી ગંધાર કહ્યા ધૂર,[2] કક્કા૦ ॥ ૨ ॥
ખખ્ખા ખંભાત સ્થંભન પાસ, શ્લોક સત્તરમે[3] પ્રગટ ખાસ,
અભયદેવની પૂરી આસ ખખા૦ ॥ ૩ ॥
ગગ્ગા ગિરવો ગઢ ગિરનાર, નિરખો ત્યાં શ્રી નેમકુમાર,
ત્રણ કલ્યાણક ત્યાં તસ ધાર, ગગા૦ ॥ ૪ ॥
ઘઘ્ઘા ઘોઘે જઈ જિન જુહાર, નવખંડા નામે નિરધાર,
ઘાણેરાવ ચૈત્ય ગણ[4] સાર, ઘઘા૦ ॥ ૫ ॥
ચચ્ચા ચાહુ ચારૂપ ધામ, પાસ પુરાના મૂર્તિ શ્યામ,
અવલોકે અંતર આરામ, ચચા૦ ॥ ૬ ॥
ચચ્ચા ચંપાનગરી ચિતાર, ચંદ્રાવતી ચૈત્ય જુહાર,
ચિતોડગઢ ચહી ચિત્ત ધાર, ચચા૦ ॥ ૭ ॥
છછ્છા છ શિક્ષાના દેનાર, છ માસી ચુદ્ધો તપ કરનાર,
છકાય સત્ત્વ દયા દાતાર, છછા૦ ॥ ૮ ॥
જજ્જા જેસલમેરે જુહાર, પમાય બિંબતણો નહિ પાર,
પુરાના પુસ્તકો ભંડાર, જજા૦ ॥ ૯ ॥

---

૧ જો. ૨ પાસે ૩ ખાખરાના વૃક્ષ તળેથી સ્વપ્નું આપી ૪ સમુદાય.

જજ્જા જીરાવલા જોધપુર જુનાગઢ જામનગર જયપુર;
જાલોર ઝઘડિયા નહિ દૂર, જજ્જા૦ ॥ ૧૦ ॥
[૧]ટટ્ટા ટુંકો ટીંટોઇ ધાર, ટેંબા ટાણાને સ્વીકાર;
લેઇ લક્ષમાં સેવો લાર, ટટા૦ ॥ ૧૧ ॥
ઠઠ્ઠા સુચૈત્યો ઠામો ઠામ, વંદન કરે ન પાય વિરામ;
આતમ એમ પાય આરામ, ઠઠા૦ ॥ ૧૨ ॥
ડડ્ડા ડુંગરપુર ને ડભોઇ, ડીસા ડાભલા જુક્તિ જોઇ;
શુભ સ્થાન નહિ ખામી કોઇ, ડડા૦ ॥ ૧૩ ॥
ઢઢ્ઢા ઢીલને ઢોકો[૨] દૂર, જવા જાત્રાયે થાશો શુર;
શિવસુખ સત્વર આવે ધૂર, ઢઢા૦ ॥ ૧૪ ॥
તત્તા તીર્થ તારંગા સાર, કુમારપાળે કીધ વિહાર;
તળાજા સવિ[૩] તળેટી ધાર, તતા૦ ॥ ૧૫ ॥
થથ્થા થાણા ગણાયે ઠીક, થરાદ ભાગે ભવની બીક;
તીરથ તારક સુપુન્ય નીક[૪], થથા૦ ॥ ૧૬ ॥
થથ્થા તીર્થો થાવર ગણાય, કક્કા ક્રમથી જો વંચાય;
આત્મઉદ્ધારક તે ઉપાય, થથા૦ ॥ ૧૭ ॥
દદ્દા દેલવાડ દીવ પાસ, દાઠા દાવડ દમણ ખાસ;
દિયાણા દૂર જંગલ વાસ દદ્દા, ॥ ૧૮ ॥
ધધ્ધા ધુળેવા ઉત્તમ ધામ, સેવે આલમ તેહ તમામ;
સુંદર શોભક મૂર્તિ શ્યામ, ધધા૦ ॥ ૧૯ ॥
નન્ના[૫] નાણા નાંદિયા નેટ, નાડોલ નાડોલાઈ ભેટ;
નાગોર નમવા ન થા લેટ,[૬] નના૦ ॥ ૨૦ ॥
પપ્પા પાવાપુર તીર્થીવર, પુના પાટણ ને પંચાસર;
પાલી પોશિના પાનસર, પપા૦ ॥ ૨૧ ॥
પપ્પા સુપટના પારાસલી, પોરબંદર પાલનપુર વળી;
પ્રભાસપાટણ ઈચ્છા ફળી, પપા૦ ॥ ૨૨ ॥
ફફ્ફા ફલોધી ફળશે આશ, સોહે શુભ શામળિયા પાસ;
અગિયાર એકાશી પ્રકાશ,[૭] ફફા૦ ॥ ૨૩ ॥

---

૧ સર્વે તીર્થોની. ૨ મૂકો. ૩ દરેક તીર્થની. ૪ રેલો. ૫ પાસે બેડા છે. ૬ ઢીલ. ૭ સં. ૧૧૮૧ માં જમીનમાંથી પ્રગટ થયા.

બબ્બા બામણવાડા બિહાર, બરાકડ બહિપાસ બલિહાર;
બુંદી બિલાડા બલુંટ ધાર, બબા૦ ॥ ૨૪ ॥
ભબ્ભા ભિલડીયા ભોપાવર, ભરૂચ ભિનમાલ ભાવનગર,
ભાદક ભોયણી ભદ્રેશ્વર, ભભા૦ ॥ ૨૫ ॥
મમ્મા મથુરા મુછાળ[1] મદ્રાસ, મદસોર મકસીજી પાસ;
માગરોળ મેત્રાણા ખાસ, મમા૦ ॥ ૨૬ ॥
મમ્મા માડવી મુબાઇ વર, મહુવા મેરટા મધુબન કર,
માડવગઢ મેશાણા સુસર, મમા૦ ॥ ૨૭ ॥
યય્યા યત્ન આ કરિયો જેહ, સકળ તીર્થ સમજવા તેહ,
વાચી આરાધો જન એહ, યયા૦ ॥ ૨૮ ॥
રર્રા રાજગ્રહ રાધનપુર, રામસેણુ રાતિજ ધર ઊર,
રતલામ રાજગઢ રત્નપુર, રરા૦ ॥ ૨૯ ॥
રર્રા રટ રાણકપુર નામ, ધરણાશાહે કરિયુ ધામ,
ચૌમુખ ચૌદ છનું આરામ[2], રરા૦ ॥ ૩૦ ॥
લલ્લા લખનૌ ચૈત્ય દશ ચાર, લાહોર લોટાણા સુસાર,
લાડોલ જૂના બિબ જુહાર, લલા૦ ॥ ૩૧ ॥
વવ્વા વણારશી વીકાનેર, વરકાણા વીરવાડે ઠેર,
વૈભાર વલસાડે સુપેર, વવા૦ ॥ ૩૨ ॥
વવ્વા વડોદરા વીશનગર, વામજ વીજાપુર વડનગર,
વવળી વેરાવળ મચર, વવા૦ ॥ ૩૩ ॥
શશ્શા શત્રુંજય સર્વશિર[3] સહી, કાકરે અનત સિધ્યા અહી,
અઢીદ્વીપમા એ સમ નહી, શશા૦ ॥ ૩૪ ॥
શશ્શા શ્રી શખેશ્વર પાસ, જાદવ જરાયે પૂરી આશ,
શખલપુર મચરજે ખાસ, શશા૦ ॥ ૩૫ ॥
શશ્શા શાશ્વતા તીર્થેશ્વર, ચૌદે લોકના ચિત્તમા ધર,
સકળ તીર્થમા છે વિસ્તર, શશા૦ ॥ ૩૬ ॥
ષષ્ષા ષટ્ દર્શને શ્રીકાર, જૈન ધર્મનો જયજયકાર,
તીર્થો તસ કહ્યા ક્રમવાર, ષષા૦ ॥ ૩૭ ॥

---

૧ નુપાળા મહાવીર. ૨ સ ૧૪૯૬ માં પ્રતિષ્ઠા થઇ. ૩ મોગ-ઉત્તમ
૪ ઉત્તમ-પણા

સસ્સા સમેતશિખર શુભ જાણુ, સિદ્ધપુર છે પાસ સુલતાન;
સેરિસા સાચોર પ્રમાણુ, સસ્સા૦ ॥ ૩૮ ॥
સસ્સા સૌરીપુર સુવર્ણગિરિ, સીરોહી સુરત સિંહપુરી;
સેવો સાદરી ને સુથરી, સસ્સા૦ ॥ ૩૯ ॥
હહ્હા હૈદ્રાબાદે હમેશ, ચૈત્ય ચાર ચર્ચો જિન બેશ;
દેખો જ્યાં તે દક્ષિણ દેશ, હહ્હા૦ ॥ ૪૦ ॥
ક્ષક્ષા ક્ષત્રિયકુંડ સધાર[1], વીર જિન જન્મવાસ અવધાર;
ચુકો ન દર્શન મંદિર ચાર, ક્ષક્ષા૦ ॥ ૪૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાતપુત્ર વર્દ્ધમાન, જ્ઞાતવનખંડ દીક્ષાવાન;
ઋજુવાલુક નદીતીર નાણ, જ્ઞજ્ઞા૦ ॥ ૪૨ ॥
અઅ્આ આબુ ને અવિચળ ધામ, અંતરીક્ષ અજારા નામ;
અયોધ્યા અજારી પણ ઠામ, અઆ૦ ॥ ૪૩ ॥
અઅ્આ ઓશિયા અમદાવાદ, આગ્રા અજીમગંજ આબાદ;
આઘાટ અષ્ટાપદ કર યાદ, અઆ૦ ॥ ૪૪ ॥
ઇઈ ઇડરગઢે શ્રીકાર, બાવન જિનાલય જિન જુહાર;
ઇંદોર ચૈત્યો ચિતે ધાર, ઇઈ૦ ॥ ૪૫ ॥
ઉઊ ઉદયગિરિ ઉરમાં ધાર, ઉના ઉદેપુર ચૈત્યો સાર;
ઉત્તમ ઉજ્જનમાં અવધાર, ઉઊ૦ ॥ ૪૬ ॥
રૂરૂ રૂઢી રાખો સુસાર, જાત્રા જવું તેનો નિરધાર;
વર્ષે વધુ નહિ તો એક વાર, રૂરૂ૦ ॥ ૪૭ ॥
સદા તીર્થ સેવો સુહર્ષ, તારક તેજ થાય આકર્ષ;
એથી અળગો થાય [2]અમર્ષ, સદા૦ ॥ ૪૮ ॥
તીર્થ તીર્થંકર આબાદ, કકા ક્રમથી દાખી દાદ[3];
લખ્યું લલિત તે કરવા યાદ, તીર્થ૦ ॥ ૪૯ ॥

---

## પ્રભુ પ્રાર્થના—આત્મપ્રેરણા

રાગ ઉપરનો.

કક્કા કદી મૂકે નહીં કાળ, સેવો સાચો દેવદયાલ;
વાંકો કોઇ કરે ન વાળ, કક્કા૦ ॥ ૧ ॥

---

૧ જા-ચાલ. ૨ ક્રોધ-ગુસ્સો. ૩ અરજ-વિનતિ.

ખખ્ખા ખ્યાલ તે રાખી ખરો, પૂર્ણ વિશ્વાસ પ્રભુપે ધરો,
સત્વર એથી શિવપુર સરો, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા જો ગુણ પ્રભુના ગાય, ગુણ ગાવે તો લાભ જ થાય,
જન્મ મરણની જોખી[1] જાય, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા કરી લે ઘણુ જ ઘણુ, સ્મરણ સાચુ શ્રી પ્રભુ તણુ,
કર્મતણુ કો ન રહે [2]કણુ, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચિત્ત એ રાખો ચાહ, સેવો સાચો સત્વર [3]નાહ,
દુષ્ટ દુખનો સમવા દાહ, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છત્રધારી જિન સેવ, દાખ્યો જે દેવાધિદેવ,
કાઢશે કર્મતણી કુટેવ, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જન્મ-મરણની જાળ, કરિયો તુજને બહુ કંગાળ,
તે ટળવા જપ દેવદયાળ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા જો ઝાઝી ઊઠી ઝાળ, હણશે જપતા દેવદયાળ,
પાણી પેલા કરજે પાળ, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા તે કર્મો ત્યારે ટળે, પૂજન પ્રભુનુ જ પળપળે,
સેવા ફળે મુક્તિ ઝટ મળે, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠીક છે પ્રભુનુ નામ, જપજે તેને આઠો [4]જામ,
સુધારશે તે સત્વર કામ, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડર તે દિલમા નહિ ધર, સાચે જ સાચો દેવ સ્મર,
પછી કાઈ જ ફિકર નહિ કર, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢુક નહી પાપે ઢળી, મજા મનુષ્યપણાની મળી,
રળવુ પ્રભુ ભજી લે રળી, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તન મન ધને તૈયાર, પ્રભુભક્તિનો પંથ પસાર,
પછી પડ્યા પાસા પોબાર, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા સ્થિર નહિ કો જગ થયુ, રાખ્યુ રચ ન તે તો રહ્યુ,
રાખ હૃદયે જે પ્રભુએ કહ્યુ, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દેખી દેવાધિદેવ, શુદ્ધ મનેથી કર તસ સેવ,
જન્મ જરાની જાયે ટેવ, દદા૦ ॥ ૧૫ ॥

---

૧ બીક-ભય ૨ કણીગો. ૩ નાથ ૪ યામ પહોર

ધ્ધ્ધા ધર્મમાં રાખો ધ્યાન, કરો તેને સેવી કળાણ;
ધર્મે જ ભેટ થશે ભગવાન, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નિર્મળ કર નિજ ચિત્ત, સેવ દેવ ગુરૂ ધર્મ સુરીત;
ભાગે એથી ભવની ભીત, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પ્રભુ પર પૂરણ પ્યાર, સદ્‌વર્તને સેવો શ્રીકાર;
પમાય ભવજલથી ઝટ પાર, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફોગટ કાં ફંદે પડે, પ્રભુ પ્રેમ વિના સીદ સડે?
કર કાંઇક તો ઉંચો ચડે. ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બહુ પ્રભુભકતિ બેશ, રહે નહિં ત્યાં દુખનો રેશ;[1]
સમજ સુધર્યો તે સર્વે કેશ,[2] બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભાવથી ભજ ભગવાન, કરે કાયાનું તે કલ્યાણ;
નિશ્ચય હૃદયે કર નિદાન, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મહાદુઃખ કયારે મટે, પાપોનું પોગળ જબ પટે;
પછી આપ પ્રભુ પંથે અટે, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા છે યમતણો અતિ ત્રાસ, સોડતાણી ન સૂઇશ ખાસ;
પ્રભુ કહેલો કર પ્રયાસ, યયા૦ ॥ ૨૩ ॥
રરરા રોજ કર ચડતો રંગ, પ્રભુભક્તિનો પર પ્રસંગ;
મળે મનગમતું સુખ અભંગ[3], રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લાભ તો તવ લેખાય, શુદ્ધ ધર્મનું સેવન થાય;
પછી પ્રભુ પ્રેમે પ્રેરાય, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વિમળગિરિને વંદાય, ભવભીતિ તવ ભાગી જાય;
શિવસુખને સત્વર મેળાય, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શાંત થવાનું સુસ્થાન, શાંતિ જિનેસર સાચો માન;
સેવી સત્વરે કર કલ્યાણ, શશા. ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ્ ખંડનો પણ રાય, પરમ પ્રભુના સેવે પાય;
સત્વર તું તેની કર સ્હાય, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સેવ સત્વર કર સાર[4], શુદ્ધ સેવા સહી ભવ પાર;
દિલમાં ડંખે નહિ દરકાર[5], સસા૦ ॥ ૨૯ ॥

---

૧ રેસો–અલ્પ. ૨ દાવો–કામ–ટાઇમ. ૩ અચળ–ભંગ ન થાય તેવું.
૪ સારી–શ્રીકાર. ૫ બેદરકારી–ચાહ.

હહ્હા હિતની થાવે હાણ, કરે કપાયો નહિ કલ્યાણ,
પ્રભુ કહે તે કર પ્રમાણ, હહાo ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષત્રી તીર્થંકર થાય, અન્યને એ પદ નહિ પોસાય,
તીર્થંકર તીર્થેશ ગણાય, ક્ષક્ષાo ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાનને ગણી ગુણકર, કિરિયા શુદ્ધ જોડે જ કર,
શિવસુખ તવ પમાય સત્વર, જ્ઞજ્ઞાo ॥ ૩૨ ॥
અઅઆ અરિહંતને અવધાર, એહોય દૂષણ રહિત અઢાર,
દાખ્યા દયાતણા દાતાર, અઆo ॥ ૩૩ ॥
ઇઈ ઇશની દિશ અવધાર, સમય સમય તેને સંભાર,
દુખ દાવાનળ તે દમનાર, ઇઈo ॥ ૩૪ ॥
ઉ ઊ ઉત્તમ ગણો અહમેવ, દાખ્યો જે દેવાંધીદેવ,
સદા શુદ્ધ મને કરો સેવ, ઉ ઊo ॥ ૩૫ ॥
ઋ ૠ રૂપને ઋદ્ધિ અપાર, તે જ દેવ તીર્થંકર ધાર,
એને ભજ કરશે ઉદ્ધાર, ઋૠo ॥ ૩૬ ॥
પ્રભુ પ્રાર્થના પ્રેમે ગાય, આપે આપ તરવા ઉપાય,
લલિત લાભ તે તવ લેખાય, પ્રભુo ॥ ૩૭ ॥

## પ્રાર્થના બીજી

રાગ ઉપરનો

કક્કા કર્મોનો કરવા કાપ, જપો સદા જિનવરનો જાપ,
એથી કટશે કર્મ અમાપ, કકાo ॥ ૧ ॥
ખખ્ખા હૃદયે રાખી ખંત, ભાવથી ભજી લે ભગવંત,
એથી આવે દુખનો અંત, ખખાo ॥ ૨ ॥
ગગ્ગા તેહ તુજ ફરજ ગણાય, પ્રભુથી પુરણ પ્રેમ કરાય,
લાહ્યો તુ ત્યારે લેખાય, ગગાo ॥ ૩ ॥
ઘઘ્ઘા ભલે જ ઘણું જીવાય, પળ પણ પ્રભુ ભજન નહિ થાય,
આયુ એમજ એળે જાય, ઘઘાo ॥ ૪ ॥
ચચ્ચા ચિત્તમાંય જલદી ચેત, વાટ વટાવા[૧] કરજે વેત,
હાર નહિ હરદમ પ્રભુ હેત, ચચાo ॥ ૫ ॥

૧ ચાલતા

છછ્છા છેડો સુધારણુ કાજ, જપજે જારી[1] શ્રી જિનરાજ;
ગણાયો જિન ગરીબનિવાજ, છછા૦ ॥ ૬ ॥
જઝ્ઝા જપો જિનવરનો જાપ, ક્રોડો કર્મ કરાવે કાપ;
આપશે ઉત્તમ સુખ અમાપ, જજા૦ ॥ ૭ ॥
ઝઝઝા ઝાઝું જો ધર્મધ્યાન, પરં પ્રભુની થાય પિછાન;
પુન્ય હોય તો પાય [2]પુમાન, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટાણું ટાળ નહિ હવે, ભક્તિ ભલી જ ભાવ આ ભવે;
નહિ કો કસર રાખ ભવ [3]નવે, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠીક પ્રભુભક્તિ થાય, ભીડ ભવોભવની ભંગાય;
ઉત્તમ તેજ તરવા ઉપાય, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડહાપણ દાખી આપ, ભક્તિભાવે અલ્પ નહિ [4]ધાપ;
કાપશે ભક્તિ કર્મ અમાપ, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢીલો થઇને નહિ ઢળ, પ્રભુભજને આ ઉત્તમ પળ;
કેવળ કાંઇક કરી કળ બળ, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તેજ તીર્થંકર સેવ, સમવસરણમાં સેવે દેવ;
ટાળે તુચ્છ અનાદિ ટેવ, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા ખેર થયું તેજ થયું, કર તે હવે પ્રભુએ કહ્યું;
આયુ એળે ન જાયે વહ્યું, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા કોઇ આવે નહિ [5]દાય, દેવ ખરો જિનવર દેખાય;
એના ભજને આપદ જાય, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધાર નહિ આવી ધાડ, ધર્મે કરે કેમ ધમપછાડ ?
પ્રભુભક્તિ જ મળી ગણ પાડ, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના કહ્યું તું નાના કરે, વખત વીતી જાશે આખરે;
કર પ્રભુ સેવ કારજ સરે, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પ્રભુ પ્રસન્ન નહિ થાય, કપટ ભરેલી તારી કાય;
વર્તન જો તે નહિ વિસરાય, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફાની દુનિયા ફોક, ઝાઝું એમાં તું નહિ ઝોક;
હૃદય શુદ્ધ પ્રભુભક્તિ રોક, ફફા૦ ॥ ૧૯ ॥

---

૧ રોજ. ૨ મનુષ્ય. ૩ નવા ભવમાં. ૪ ધરાવું. ૫ ડાહ્યો.

બબ્બા બેશ [1]બસ પ્રભુનુ ધ્યાન, કર્યા કર્મનુ કરે [2]નિદાન,
પછી પોચવે પચમ[3] સ્થાન, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભાવ ભલોજ મન ભાવ, પરમ પ્રભુને ભજવા[4] દાવ,
પછી ન પાછળ રહે પરતાવ, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મારુ મારુજ મેલ, તારુ ટીપુ ન મળે તેલ,
ખરો પરમ પ્રભુપથ ખેલ, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યત્નો છો ઝાઝા કરે, પણ પાન નહી પાછુ પૂરે,
પૂરે ખરે પ્રભુભકિત સરે, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રાખ હૃદયે રહેમ, રહે રેમ તો બગડે કેમ.?
અરિહતોએ ભાખ્યુ એમ, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા રાખ તે હૃદય લક્ષ, પ્રભુ પ્રેમે સુખ પ્રત્યક્ષ,
તો તવ જાણુ તુજને દક્ષ[5], લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વિવેકી વર્તન થાય, પછી પ્રભુના પથે ચલાય,
શિવસુખ સત્વર તે જન પાય, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા ખરી શાતિ તવ સદાય, પ્રભુપથ જો નહિ પલટાય,
મોક્ષ મેળાવો ઝટ થાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષડ્ દર્શનના દેવ, જૈન દર્શને જિનવર સેવ,
દાયક[6] તે દેવાધિદેવ, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સમકિત પાય શ્રીકાર, અધ પુદ્ગલપરાવર્ત ધાર,
મળે મોક્ષ માનો નિરધાર, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હરામી[7] ચસકો હાલ, કાઢ કહુ છુ કર નિકાલ,
સુદેવ ગુરૂ ધમ સભાળ, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષત્રિયકુડ કહાય, વીરજન્મ તે ત્યાજ વદાય,
આજ નામ લછવાડ અપાય, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાનથી જાણ્યુ જેહ, આદરમા મૂકી દ્યો એહ,
પાય પરમપદ નહિ સદેહ, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥

---

૧ ખરેખરીમાં ૨ નિશ્ચય ૩ મોક્ષ ૪ જોગ-વખત ૫ ડાહ્યો
૬ દેનાવાળા ૭ દુષ્ટ વર્તન

અઅઆ ધરો અવિનાશી આશ, પૂરણ તે પર ધરી વિશ્વાસ;
કઠીણ કર્મ કરાશે નાશ, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઈઈ ઇશ્વરરૂપેજ એક, તેવી હૃદય રાખો ટેક;
એક રૂપથી ધાર અનેક, ઇઇ૦ ॥ ૩૪ ॥
ઉઉઊ ઉત્તમ જન એહ રીત, સેવે સુધર્મ સાદર પ્રીત;
પ્રભુ પ્રત્યે પ્રેમ અગણીત, ઉઉ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂપમાં રંજિત દેવ, કરતા ક્રોડો ગમે સુસેવ;
તે તીર્થંકર ભજ અહમેવ, રૂરૂ૦ ॥ ૩૬ ॥
સ્તુતિ છત્રીશેનો એ સાર, પ્રભુ-પ્રાર્થનાનો પ્રકાર;
લક્ષિત લક્ષ લે લાભ અપાર, સ્તુતિ૦ ॥ ૩૭ ॥

---

## સંયમશ્રેણી-આત્મોપદેશ-કક્કાવળી ક્રમ

રાગ-ઉપરનો.

કક્કા કિરિયા તું ચોખખી કર, જ્ઞાન ગુણનો ગણ જોડે ધર;
સાંપડે શિવસુખ તવ સત્વર, કક્કા૦ ॥ ૧ ॥
ખખખા ખાંતિ શુભ રાખો ખરી, કષાય કૃતિને દૂરે કરી;
સદૈવ સદ્વર્તને સંચરી, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગ્રહણ કરો ગુણ છેક, અનંત અવગુણથી પણ એક;
તેવી હર્દમ રાખો ટેક, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘોર નિંદ્રા નહિ ઘોર, પેખ પાછળ પડ્યા છે ચોર;
સંભાળ તે સજ થૈ સજોર, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચિંતા તે રાખો ચિત, નીતિ છોડી ન ચલાય નિત;
વર્તન શિખજો શુદ્ધ વિનીત, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છમતે દેવ ગુરુ કાર, અકેક મતે જુદા અવધાર;
આગમ સાર સંગ્રહ ધાર, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જૂઠ જરી નહીં બોલ, તેમાં તારૂં વધશે તોલ;
સાચમાં સાચું સુખ અમોલ, જઠજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝું અંતર જો શુદ્ધ, વૃત્તિ એહથી થાય વિશુદ્ધ;
એથી અલ્પ ન કરો અશુદ્ધ, ઝઝા૦ ॥ ૮ ॥

ટટ્ટા ટૂંકો કરજે કલેશ, વધે ન એથી વૈર વિશેષ,
જરૂર જાણુ તે કૃતી બેશ, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠગવા લે પ્રભુ નામ, કરે પછી સહુ નિંદક કામ,
એવું લીધું નામ નકામ, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડિલે બહુ રાખી ડર, પગ ભરવાનો તે પછી ભર,
પૂંછી વડીલ જનને પરવર, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા તુ ઢાંકી નહીં રાખ, દભ વિના સર્વે કહી દાખ,
ભલું બૂરૂં તેહ સર્વે ભાખ ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તત્પર તપથીજ તપી, કર્મ કપાવા થાજે ખપી,
એમજ આળસુ થા નહિ અપી,[1] તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા ધર્મે નહિ થાકી જતો, પછી તારો નહિ લાગે પતો,
મેળવ ધર્મ થૈ એક[2] મતો, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દશવૈકાલિકે દેખ, પછી સૂત્ર તે બીજા પેખ,
શય્યભવ સૂરિનો શુ લેખ, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધૂર્તપણાનો ઢગ, પાડ ન તેથી તુ પ્રસંગ,
આતમ [3]અવટાશે તે સંગ, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નાઠેથી નહિ છુટાય, કર્યું કર્મ તે કયાથી જાય?
તપ જપ સયમ કરે કપાય, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પરિગ્રહ નહિ પોસાય; વ્રત પાચમું થાય વિદાય,
પણ સમજુ ભૂલે નહિ પ્રાય, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા નકામા ફરવુ વાર; ધર્મ ધ્યાને જીવન ગુજાર,
વૈરાગી જન તે વ્હેવાર, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા જેવો બોલ બોલાય, તેવું તેનુ વર્તન થાય,
ત્યારે બોલ્યુ બેશ ગણાય, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભલુ પડયુ નહી ભોગ, સાગે સાપડિયો સંજોગ,
રહ્યો છતા એનો એ રોગ, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મનડેજ કાઢયુ મૂળ, ભવે ભમવા તે રહી ભૂલ,
દુનિયા સઘળી તેમા ડૂલ, મમા૦ ॥ ૨૨ ॥

---

૧ પશુ ૨ એક નિશ્ચય ૩ દુખી થનુ

યય્યા યોગના ભેદો ઘણા, એમાં આટલા ઉત્તમ ગણ્યા;
જ્ઞાન દર્શન ચારિત્રતણા, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રોધો કષાયી કાર, મહાન્ દુઃખનો તે દેનાર;
નિર્મળનો કષાય નિરધાર, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લાભની વાતો લાખ, હૃદય રોકી એકજ રાખ;
રાગ દ્વેષ દળ દૂરે નાખ, લાલ૦ ॥ ૨૫ ॥
વવ્વા વિવેકે જો વરતાય, ત્રીજું લોચન તેહ ગણાય;
સૂર્ય બીજો જાણો સદાય, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શાતાશાતા કહાય, અશાતાના કરેજ ઉપાય;
બોલ્યું બકવારૂપે થાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ દર્શનમાંય સાર, નય નિક્ષેપાયે નિરધાર;
જોગ જૈન દર્શનજ જુહાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સદાયે સાચું ભાખ, સાધુ સાચુંજ બોલે શાખ;
મૃષાવાદીના મુખ રાખ, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હાથથી તે નહિ હાર, મળ્યો માનવ ભવ મૂલદાર;
આતમનો કરવા ઉદ્ધાર, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષત્રીનો ધર્મજ ખાસ, જૈન ધર્મીઓ જણાવે તાસ;
વર્ણવ્યો ત્યાં વિસ્તારે [1]વાસ, ક્ષક્ષા ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા ગણાયું જ્ઞાન સુસાર, કિરિયાનો જોડે કર [2]કાર;
મોક્ષ મળવા ન પછી વાર, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅ્આ આગમ વચનને પાળ, શુદ્ધ સંયમે કર સંભાળ;
આતમને કરવા ઉજમાળ, અઆ૦ ॥ ૩૩ ॥
ઇઇઇ ઈરાદાપુર્વક પાપ, કર્યું કહ્યું તસ પાપ અમાપ;
માટે [3]માર્ગ ત્યાંથી માપ, ઇઇ૦ ॥ ૩૪ ॥
ઉઉઊ ઊણોદરી કર આહાર, શરીર સુખકારી તવ સાર;
તેવા તપને ગણ્યો શ્રીકાર, ઉઊ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂંધાઇ રહ્યો નવ માસ, ઊંધા ઊંધે મસ્તક ખાસ;
ગયો વિસરી તે ગર્ભવાસ, રૂરૂ૦ ॥ ૩૬ ॥

૪ સગ્રહ. ૫ વહેવાર. ૬ રસ્તો પકડ.

સંયમ શ્રેણી કર સ્વીકાર, વાંચી આપ અંતર વિચાર;
લલિત એહથી લાભ અપાર, સયં૦ ॥ ૩૭ ॥

---

## સંયમ શ્રેણી—આત્મોપદેશ બીજી.

રાગ ઉપરનો

કક્કા ક્યારે કાઢવો કાપ, ખરેખરૂ શું સમજ્યો આપ,
પ્રવચન તસ પ્રરૂપે માપ, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખોટ નહિ આવે ખાસ, વસો સદા સુગુરૂના વાસ,
આતમનો ઝટ કરે ઉજાસ, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગુરૂનું કરો પ્રમાણ, ગુરૂ ગુરૂ ગુણથી ગુણવાન,
આગમ વર્તને નહિ અજાણ, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘણો પરિચય ઘલાય, સ્ત્રી જાતિ દાખ્યો દુ ખદાય,
પુરૂષનો પણ તેવો પ્રાય, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા નીચું જોઈને ચાલ, સહુ [1]સત્વની રહે સંભાળ,
વિરાધના નહિ થાય [2]વિચાળ, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા કુછદી થયો જ છેક, નહિ કો વિનય વિચાર વિવેક,
સદ્વર્તન નહી સાચું એક, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જાણુ જયણાનો ચાલ, પૂજન પરમાર્જન સંભાળ,
ખરેખરો ત્યા રાખી ખ્યાલ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝો કર નહિ આહાર, ઊણોદરી કાંઈક અવધાર,
શરીર સુખવૃત્તિ સંભાર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા [3]ટાઢુ ટીપે જવાય, સહનશીલતા નહિ સચવાય,
કર્મ કાપ તે કયાથી થાય ? ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠીક ન શોધ્યુ ઠામ, આતમને મળવા આરામ,
જાણુ આ જીવન ગયુ નકામ, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા કહું ડાહ્યાનો કાર, સો ડગ ઉપર ખાસ સ્વીકાર,
એથી ઓછે ધાર ન ધાર, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢાકણુ ત્યા ધીચુ ધર, જીવની જયણા હર્દમ કર,
એથી ગોલટો નહી [4]ઓસર, ઢઢા૦ ॥ ૧૨ ॥

---

૧ સર્વ જીવોની ૨ વચમાં ૩ જેમ તેમ ? ૪ ચાલ

તત્તા તપેથી કર્મ તપાય, નવાં સુસંયમે ન બંધાય;
સદૈવ તે સેવો સુખદાય, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા થવા ઠીક પાકો [1]થર, કામ એવું કો ઉત્તમ કર;
દિલમાં પછે રહે નહીં ડર, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દેવ દર્શન કર ખાસ, ચૂકે આવે [2]પણ ઉપવાસ;
બૃહતકલ્પે તે કર તપાસ, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા શુદ્ધ સુધર્મ સ્વીકાર, કૂડ કપટનો મૂકી કાર;
કપટ કળાથી ધર્મ પસાર, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નિયાણું નહીં કર આપ, કરેલ સુકૃત જાય અમાપ;
વળી કરે તપ સંયમ કાપ, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પુત્રના માંસ સમાન, નિમિત્ત આહારનું નિદાન;
સેવ તે નહીં સહી સુજાન, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફુલણજીનો તે [3]ફાવ, દાખ્યો તે દુઃખનો દરિયાવ;
લોક લજ્યાનો કરે લુંટાવ, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બે ગાઉનો આહાર, સુખે સંયમી કરે સ્વીકાર;
અધિકે ક્ષેત્રાતીત અવધાર, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભરે ભાણે નહિ ખાય, એંઠ ચાટવા કરે ઉપાય;
પેટ નહિ ભરાય ને પસ્તાય, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મોક્ષ અંતર ન મહાન્, નવ વરસનું નક્કી [4]નિદાન્;
પાય તે પુન્યવંત પુમાન્, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યત્નાનો રાખી ખ્યાલ, ધોરી ધોંસર ધારી ચાલ;
નીચું જોતાં જીવ નિહાલ, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રોજ એહ રાખ રટણ, ધર્મધ્યાનમાં ચિત્ત પ્રસન;
તો તું રળીયો ત્રણ રતન, રરા૦ . ॥ ૨૪ ॥
લલ્લા લાભ તવ લેખે થાય, વિનય વૈયાવચ્ચે વરતાય;
અનંત ગુણો તેહ અંકાય, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા તેવી વસ્તિ વખણાય, ધર્મધ્યાનાદિ સુખે કરાય;
પ્રભુ પ્રાસાદ પાસે પાય, વવા૦ ॥ ૨૬ ॥

---

૧ થોર પાકો પાયો. ૨ પાંચ. ૩ ફાવટ–દાવ. ૪ લુટવાનું ૧ નિશ્ચય.

શશશા શાનપણુ કર શુભ [1]સર, કષાય કારનો કાઢી ડર,
સહન શીલતા સાચી ધર, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષડ્ આવશ્યક સુખકાર, સાદ૦ શુદ્ધ કરી સ્વીકાર,
ઉભય કાળ એમજ અવધાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સાધ્વી લાવ્યો આહાર, સ્વલ્પ ન તેહ કરો સ્વીકાર,
અનાચારનો તે અગાર, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હત્નુ છે બાજી હાથ, [2]કટીગ કરવા તે કર્મ [3]પાથ,
સદ્ગુરૂનો સાધી સગાથ, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષમા તે ધરજો ખરી, કરૂણા દ્રષ્ટિ પૂરી કરી,
દિલે દુખ નહિ થાવે ફરી, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાને જાણવુ જાણ, પછી આદરી કર પ્રમાણ,
જોગ જોઇતુ કર જોડાણ, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅઆ એ તજ એકલવિહાર, વિચર બીતી સાથે વિચાર;
સયમ સચવાશે શ્રીકાર, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઇઇ ઇરિયાસમિતિને પાળ, સકળ સત્વની કર સભાળ,
આતમને કરવા ઊજમાળ, ઇઇ૦ ॥ ૩૪ ॥
ઊઉઊ આવે [4]પણુ ઉપવાસ, દેવ દર્શે જો દૂરે વાસ,
બૃહતકલ્પ બોલે તે ખાસ, ઊઊ૦ ॥ ૩૫ ॥
રૂરરૂ ઋષિનો સયમ રગ, રોજ રોજ તે ચડતે રગ,
બદલાવા ન બને પ્રસગ, રૂર૦ ॥ ૩૬ ॥
સયમશ્રેણી કેણી સાર, આતમનો કરવા ઉદ્ધાર,
લલિત લાભ લેવે સુખકાર, સયં૦ ॥ ૩૭ ॥

---

## સયમશ્રેણી–આત્મોપદેશ ત્રીજી.

રાગ ઉપરનો

કક્કા કામળી કપડા ધાર, છેડા ઉડતા ત્યા સભાર,
વિરાધન થાય તેહ વિચાર, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખારચુ ખાવાનુ છોડ, ખરી તે સાધુપણામા ખોડ,
રસગૃદ્ધિ રીતિને તોડ, ખખા૦ ॥ ૨ ॥

---

૧ દાય કર કબજે કર ૨ કાપવા. ૩ માર્ગ ૪ પાવ.

ગગ્ગા ગૌચરી સાત ગણાય, ગદ્ધા અજગર નહી ગ્રહાય;
પાંચ પ્રકાર સુખે પળાય, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘરડાએ રાખ્યાં ઘર, કાંઇ એવાને પૂછી કર;
ઘરડેજ ગાડાં વાળ્યાં ઘર, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચૌદ ગુણસ્થાન જે[1] વર, કરણી શુદ્ધ ત્યાં ચઢવા કર;
ભાંગવા ભવ ભીતિનો ડર, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છકાયે જયણા કર, શુદ્ધા સંયમમાંહે પરવર;
શિવસુખ મળે એથી સત્વર, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જુત્તાં[2] નહીં પહેરાય, સુસંયમીને સહી સદાય;
વર્ધ વાદથી તે વરતાય, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝોળીને ઝાલી કર, પછી ગૌચરી અર્થે પરવર;
યોગાયોગ જોઇ અનુસર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટાઢ તાપ સહન થાય, કેળવજે તેવી તું કાય;
પછી સંયમ સુખેજ પળાય, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠલ્લે દૂરે જવાય, તો તવ તેના ગુણ[3] સચવાય;
નજીક બેસો તે નહિ ન્યાય, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડંડાસણુ છુટું [4]વાસ, વર્ણેલ થાવે જીવ વિનાશ;
વર્ધના વચને કર વિશ્વાસ, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢાળે પાણી ઢળાય, વિવેક વર્તન તે વખણાય;
એથી ઊલટું તે અન્યાય, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તેર ક્ષેત્રો ઉત્કૃષ્ટ, ચૌમાસે શુભ કહ્યા સ્પષ્ટ;
જઘન ચાર મધ્યમા તતષ્ટ, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા સ્થિર છે એકજ સ્થાન, પાય કો પુન્યવંત પુમાન;
મહેનત કરી મેળવ [5]માન, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દિવસે સૂવે તસ ખાસ, આલોયણે એક ઉપવાસ;
ખપી ખરેખર કરશે [6]ખ્યાસ, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધોરી ધોંસરે ચાલ, વિરાધન કો ન થાય વિચાલ;
જીવ જાતની જયણા પાલ, ધધા૦ ॥ ૧૬ ॥

---

૧ ઉત્તમ. ૨ કંતાનાદિ સર્વે. ૩ અગિયાર ગુણ છે. ૪ રાખ. ૫ લાભ ૬ વિચાર.

નન્ના નિતનો પીંડ નિવાર, પાપોનુ પોષણુ કરનાર,
શાસ્ત્રે તે સૂચવીયો સાર, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પિંડનિર્યુક્તિ નિર્ધાર, કેવો કરવાનો આહાર,
સમજી પછીજ કર સ્વીકાર, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા પ્રાટે કપડે ચોડાય, ચોલપટે ચોડવા કહાય,
ત્રણુ એક થીગડા સદાય, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા દોષ બે તાલીશ વાર, [1]પણુ માડલીના પણુ નિવાર,
શુદ્ધ ગવેષી કર સ્વીકાર, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભાવ સાચોજ ભવાય, કલ્યાણુ તવ જલ્દી જ કરાય,
નહિ તો નીચ ગતિ અથડાય, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા માર્ગમા મોનજ ધર, વાર્તાલાપ વર્તાવ વિસર,
જરૂર પડે કોરે જઈ કર, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યોગો વહન જો થાય, યોગે યોગી રૂપ ગણાય,
લાયકપણુ ત્યારે લેખાય, યયા૦ ॥ ૨૩ ॥
રરરા રેણી રાખ એ સાર, કેણીનો જે સુદર કાર,
કેણી સમ રેણી સ્વીકાર, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લાભની લાલચ કરે, ઘણો જ ગેરલાભમા ગરે,
ખાસ ખોટ ખાઈ તે મરે, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વાહન નહી વપરાય, સુસયમીને જાણુ સદાય,
બેને તો બહુ [2]બધન થાય, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શક્તિ નવિ ગોપ સદાય, ગોપવે તે ગમાર ગણાય,
શક્તિ ફોરવ તેહ સુખદાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષડ્ દ્રવ્ય છે સુખકાર, ચૌદ રાજ સુધી તસ [3]ચિતાર,
સમજપૂર્વક કર સ્વીકાર૦ ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સૂર્ય પછીનો આહાર, તિપોર સુધી તે સ્વીકાર,
પછી કાલાતીતનો કાર, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હદેગ ન આવે હાવ, પાયો પુન્યે આ પર [4]પાવ,
પછી બાવજો ભીડ ન બાય, હહા૦ ॥ ૩૦ ॥

---

૧ પાચ ૨ પાપનુ ૩ હકીકત ૪ રત્નો

ક્ષક્ષા ક્ષાંતિ તે ધરજે ખાસ, ક્રૂર કષાયો કરવા નાશ;
એથી આતમ થાય વિકાશ, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાની નિગોદે ગયા, ચૌદપૂર્વી પણ [૧]ચૂકે થયા;
કર્મને શર્મ કે ક્યાં છે દયા?, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅઆ આધાકર્મી આહાર, સુસાધુ નહિ કરે જ સ્વીકાર;
છકાય જીવ કૂટો કરનાર, અઆ૦ ॥ ૩૩ ॥
ઇઇઇ ઇચ્છાનો રોધ કરાય, પછી નિત પોતે છો ખાય;
તો પણ તે તપમાંય ગણાય, ઇઇ૦ ॥ ૩૪ ॥
ઉઊ ઊંઘમાં ચાલ્યું જાય, જાગે તેનું કાંઈ ન જાય;
જોગી જાગે જાણ સદાય, ઉઊ૦ ॥ ૩૫ ॥
ૠૠ ઋષિ જનની એ રીત, નિર્મળ આતમધ્યાને નીત;
વર્તન નહિ વાંછે વિપરીત, ૠૠ૦ ॥ ૩૬ ॥
આ સંયમશ્રેણીનો સાર, અવધારી અંતરે ઉતાર;
લાભ લલિત લખ તેની લાર, આ સં૦ ॥ ૩૭ ॥

---

## સંયમશ્રેણી–આત્મોપદેશ--ચોથી—

રાગ ઉપરનો

કક્કા કરો પરમારથ કામ, જુતી એહમાં આઠો [૨]જામ;
ધાર્યું મળશે ઉત્તમ ધામ, કક્કા૦ ॥ ૧ ॥
ખખખા ખમતખામણાયે ખમ, એવો જ છે અરિહંત હુકમ;
નમ્રપણું રાખી નિત નમ, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગુચ્છાનું કેમ ગણાય, સદૈવ સેસાકાળ બંધાય;
વર્ષાકાળમાં નહિ વપરાય, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘાંણી ફરીયો ફેર, ચહે બળદ ચાલ્યો બહુ પેર[૩]
ઘાણી છૂટતાં ઘેરનો ઘેર, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચીલે ચીલે ચલાય, ખરે ખરો ત્યાં ખ્યાલ રખાય;
જીવ જાત જયણા જળવાય, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છ નિમિત્તમાં સુખકાર, કાઉસગ્ગ કરવાનોકાર;
દેવ[૪]વંદનાદિકે અવધાર, છછા૦ ॥ ૬ ॥

---

૧ પ્રમાદવશ. ૨ પહોર. ૩ રીતે. ૪ ચાર કે આઠ થોયના દેવમાં.

જજ્જા જોગ આ કેવો જડયો, પણ જો ભોગ ન તુજને પડયો,
ભારે ભાર વહી આથડ્યો, જજ્જા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝરમર જયા વર્ષે મેહ, ત્યાગો ગૌચરી જવુ તેહ,
અલ્પ ન એમા ધર સદેહ, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટોટો ત્યા નહી લેશ, ધર્મધ્યાનમા વૃત્તિ હમેશ,
એથી બીજુ હોય શુ બેશ? ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠલ્લાના ઠામ અગિયાર, સમજી તેનો કર સ્વીકાર,
ઉલટુ વર્તન નહિ અવધાર, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડડાવાના જ દ્વાર, ચોવીશે ચોવીશ નિવાર,
એથી ઓસરવા અવધાર, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢોરો સહન સહુ કરે, પણ પીડનુ પડ નહી ફરે,
તેમ તુ લક્ષે તે નહિ ધરે, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તારી શકે નહિ કોય, આવડ આપે અલ્પ ન હોય,
માટે સાધન મેળવ જોય, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા વિરતા રાખજે થર,[1] શુદ્ધ સિદ્ધા સયમ પરવર;
તપજે તપે થઇને તત્પર, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દોરી રાત જો રહે, એક આબિલ આલોયણુ લહે,
વૃદ્ધો તે વિચારને કહે, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધોસરી કાધે ધરી, બળદ બિચારા વેતા ફરી,
ચારો મળવો કેમે કરી, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નિર્મળ સયમ પાલ, વળી વિનય વિવેકથી ચાલ,
કરે નહિ કોઇ વાકો વાલ, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પાત્રા બાધ નિશદિશ, એમ ઉપવાસે નહિ ચૂકીશ,
ગુરછાગુરછાર[2] ન્યાયે જ ગણીશ, પપા ॥ ૧૮ ॥
ફફ્ફા ફદે જવાશે ફમી, વિભાવના વિચારે વશી,
સુધારણા જો ન સુઝી કશી, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બુરૂ જ કર્યું બગ ધ્યાન, જેવી જાય છવોનો જાન,
નહી એવી નરક નિદાન, બબા૦ ॥ ૨૦ ॥

---

૧ ઠેકાણે ૨ રિવાજ પ્રમાણે

ભભ્ભા ગણુ આ ભાડાનું ઘર, સમજી તે જ પ્રમાણે સર;[1]
અવશ્ય આપ આતમનું કર, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મનની મમતા નિવાર, સાચો એ જ સુધરવા સાર;
નહિ તો છૂટીશ નહિ નિરધાર, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યોગતા તવ અંકાય, શુભ કામ કારક તેહ થાય;
સાધુ માટે તેહ સુખદાય, મમા૦ ॥ ૨૩ ॥
રરરા રળાય જો ત્રણ[2] રતન, સાંપડયું જાણજે શિવસદન;[3]
તેનો તંત નહિ મૂક તદન, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લાભમાં ઉંડો જ લ્હાય, પાપોથી નીકળે નહિ પાય;
જન્મ મરણ તે કયાંથી જાય, લલા ॥ ૨૫ ॥
વવ્વા વૃત્તિ જ્યાં હોય વિશુદ્ધ, સહી સ્થાન તે મેળે શુદ્ધ;
બોલે એવું બહુધા બુદ્ધ, વવા૦ ॥ ૨૬ ॥
શશશા શાંતિ સહી સાચી ધર, સમ સબુરીયે સદા પરવર;
અનુભવી સંગતથી અનુસર, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષડ્ દ્રવ્ય સમજ એહ, એમાં પાંચ અજીવ ગણેહ;
જીવનું એક જાણો તેહ, ષષા૦ ॥ ૨૮ ॥
સસસા સૂર્ય પહેલાંનું જાણ, રાત્રિભોજન ભાંગે માન;
અંધારાનું એ જ પ્રમાણ, સસા૦ ॥ ૨૯ ॥
હહહા હરકત તે છે ન હવે, ઠીક વિચારી પગ જો ઠવે;
ભુંડી ભીતિ નહિ રહે ભવે, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષમાતણા જ ભંડાર, વીતરાગ વર્ણવ્યા શ્રીકાર;
એના વચનોને અવધાર, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાનીશું ગોઠડી[4] વર, પુન્ય હોય તો પાવે નર;
દાખી તેહ ઘણી જ દુષ્કર, જ્ઞજ્ઞા ॥ ૩૨ ॥
અઅઆ આંધો ઉભય[5] બંધાય, છેવટે એક વાર સદાય;
એથી ઓછે ગણ્યો અન્યાય, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઈ ઇચ્છા મોક્ષની જ વર, બાકી બધીયે બાતલ કર;
મોક્ષ મેળે મહેનત કર, ઈઈ૦ ॥ ૩૪ ॥

---

૧ ચાલ. ૨ જ્ઞાન–દર્શન–ચારિત્ર. ૩ ઘર. ૪ ઉત્તમ. ૫ બે વાર.

ઊઊ ઊંઘ રાખ નહીં ગાઢ, ક્રમે ક્રમે તે ઊંઘને કાઢ,
વર વિરતીનો કરશે [૧]વાઢ, ઊઊ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂઠતા આતમરામ, ધાર્યું ધૂળ બને સહુ કામ,
એથી એ રીઝવજે રામ, રૂરૂ૦ ॥ ૩૬ ॥
સંયમશ્રેણી શ્રવણ કરાય, શ્રવણ મનની સંગત થાય,
લલિત લાભિમા તવ લેખાય, સંય૦ ॥ ૩૭ ॥

---

## સંયમશ્રેણી આત્મોપદેશ-પાંચમી

રાગ ઉપરનો.

કક્કા સુસંયમ કિરિયાકાર, અંતર ઉપયોગે અવધાર,
તો તવ પમાય ભવનો પાર, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખારયુ ખોળીને ખાય, તેથી એક ન ટક ટળાય,
ઝાઝુ તેથી ઠલ્લે જવાય, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગુણે ગુણદ્રષ્ટિ રાખ, પણ નહિ પેશતો ગુણ [૨]પાખ,
શાસ્ત્રો એમ પૂરે છે શાખ, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘડીયાળીનો ઘાવ, આયુ એમજ ચાલે સાવ,
બને તેટલો કરો બચાવ, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચારિત્ર ચોખુ પળાય, એવો શોધો આપ ઉપાય,
લાભ વધો ત્યારે લેખાય, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છત્રીગ છત્રીશી કડી, સૂરિ ગુણોની જાણુના મહી,
અવધારો તે ઉરમા લહી, છછા૦ ॥ ૬ ॥
જજ્જા મળીયો ઉત્તમ જોગ, એનો તુ કરજે ઉપયોગ,
સાધી લે સારો સંયોગ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝા નબળાકો નર, કદી વૈર તેશી નહીં કર,
દિલમા તેનો રાખી ડર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા આ [૩]ટાણુ નહીં ટાળ, કરવુ સુકૃત કરજે હાલ,
કોણે કોને દિઠી છે કાલ? ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠઠીલ શોધ સદાય, જો ઠા સુધી તે શોધાય,
પ્રતિક્રમણ પછીજ કરાય, ઠઠા૦ ॥ ૧૦ ॥

---

૧ હદ ૨ વિના ૩ તક

ડડ્ડા ડર તેહ દિલમાં ધર, મની મૂસક પરે જેહ વર;
નારી જાત સંગત નહિ કર, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ધર્મની ધરજે ઢાલ, કર્મનો ઝટ કરવા નિકાલ;
હરકત ક્યાં છે જો તસ [1]હાલ, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તાતી સોયનો[2] ત્રાસ, વર્ણવીયો તે ગર્ભાવાસ;
એથી કેમ ન થાય ઉદાસ?, તત્તા૦ ॥ ૧૩ ॥
થથ્થા થિર નહી થિરવાસ, જવું જરૂર તે જાણો ખાસ;
નામ તેહનો નિશ્ચય નાશ, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દુધ ઘીથી તાજું તર, બ્રહ્મવ્રતીને ભારે ડર;
પગ પાછો તે લેતાં જ ભર, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધર્મ શુકલ ધ્યાન હોય, ધ્યાતાં દેવ કે મુક્તિ હોય;
અન્યથકી અપર[3] ગતિ જોય, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના કરો નવકલ્પી વિહાર, સાધુ અર્થે એ છે સુખકાર;
શુભ સંયમનો તે સત્કાર, નનં૦ ॥ ૧૭ ॥
પપ્પા પરઠવવું તેહ પ્રાય, ઘી ગળપણાદિ નહિ પરઠાય;
તે પરઠવે તો પાપ જ થાય, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફાંફાં માર નહિ ફોક, નિહાળ નીચી રાખી ડોક;
હૃદય જીવ જયણાયે રોક, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બાઈ[4] ભણાવવું મેલ, બાળ-બચ્ચાં સંગે નહિ ખેલ;
દાખી એહ દુઃખની રેલ, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભોજને નહિ બોલાય, બોલે તો પાપ જ બંધાય;
બોલવું પાણી પી બોલાય, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મુહપત્તિ મેળ ન ખાય, બધું ખુલ્લા મૂઢે બોલાય;
એહ ક્યારે ટળશે અન્યાય? મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યોગના અડ પ્રકાર, યમ નિયમ અસનાદિ ધાર;
આગમ સંગ્રહથકી અવધાર, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા ન રાતે દવા રખાય, સાધુ માટે જાણુ સદાય;
શાસ્ત્ર શાખે તે સમજાય, રરા૦ ॥ ૨૪ ॥

---

૧ સ્થિતિ. જલદી. ૨ અઠાવીશ ક્રોડ સોયો. ૩ તિર્યંચ-નારકી.
૪ સ્ત્રી જાતિને.

લલ્લા લાભ લાભ્યો ચિત્ત ધાર, વિવેકથી તેહ કર વિચાર,
લાભ લખાણો તેની લાર, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વાડ વેલ ચડી જાય, વિના વાડ વૃદ્ધિ નહિ પાય,
સુસંગત તેમ છે સુખદાય, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા સુશાતા સહુને થાય, કરણી તેવી કરો સદાય,
એવો ઉત્તમ જન અભિપ્રાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ વિગયનો એ સાર, વિષય વૃત્તિયો કરે વિકાર,
લુખાસ વૃતિ લાભ શ્રીકાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સુસંતતણો જે સંગ, પૂરો તેથી પાડ પ્રસંગ,
રૂડો હૃદયનો સુધરે રંગ, સસા૦ ॥ ૨૯ ॥
હહહા હળુકર્મી જેહ હોય, પાપને [1]પાસુ દે નર સોય,
કરણી શુદ્ધ જ્ઞાનમય [2]કોય, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષમાધર તે જ કહાય, ખરે જ ખંધકાદિ મુનિરાય,
પ્રણમજો પ્રેમે તસ પાય, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાનીની ઘણી ખોટ, સંદેહનું શું વાય [3]સચોટ ?
ઔદ્દેશિથી ખાવાની [4]ચોટ, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅ્આ અશુદ્ધ ત્યાગો આહાર, ભવભીતિનો તેથી ભાર,
શુદ્ધ ગવેષી કર સ્વીકાર, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઈ ઈરિયાપથિક કર એમ, જીવ જયણા પૂરણ રહેમ,
અપ્રમત્તા મૃગાવતી જેમ, ઈઈ૦ ॥ ૩૪ ॥
ઉઉ ઉટને ઉરમાં ધાર, એના વાંકા અંગ અઢાર,
ધનનો ગોધામાં છે સાર, ઉઉ૦ ॥ ૩૫ ॥
રૂરૂ રૂપે નીંદ રજાય, સાત ધાતુએ બને સહાય,
કોંપીથી બગ્યું દેખાય, રૂરૂ૦ ॥ ૩૬ ॥
ચવિ સધર્મેઅણી સુખકાર, કંકા ભમતી ટીપ્પા કાર,
લલિત વદ ઉ વાત અપાર, ચવિ૦ ॥ ૩૭ ॥

---

૧ સ્તન-[illegible] ૨ [illegible] ૩ નક્કી ૪ [illegible]

## શ્રાદ્ધ સદ્બોધ શ્રેણી

રાગ ઉપરનો.

કક્કા કર્મકુળ[1] કરવા નાશ, પર પ્રભુશું પ્રેમ પ્રકાશ;
તેથી તેનો તુટશે ત્રાસ, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખાટ્યો તવ તું જ ખરૂં, પરભવનું દુઃખ થાવે પરૂં;
શુદ્ધ સુવર્તન થાવે શરૂં, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગુણથી ગુણીયલ થઇ, દોષ દળે દુલક્ષ જ દઇ;
ગુણગ્રાહી થા ગુણે સવાઈ, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘણું રહે નહીં ઘાટ, ઘણું જ ગણજે થોડા માટ;
સમજી સરતાં સમે ઉચાટ, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચારૂ મંગળ સુચાર, અરિહંતાદિકને અવધાર;
ભજ એને થાવા ભવ પાર, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છરી પાળતાં સાર, જાત્રા જવું તેહ શ્રીકાર,
પુન્યે જ દિવસો થાય પસાર, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જવાનું ખાલી હાથ, ભાતું ભેળું લેજે સાથ;
પસાર કરવો લાંબો [3]પાથ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા જેહને ઝાઝાં ઝેર, સુખે સૂઈ શકે નહીં ઘેર;
પ્રરૂપે પંડિતો આ પેર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ધર્મની રાખો ટેક, ધર્મે જ ધાર્યું થાય અનેક;
ધર્મધ્યાન નહિ મૂકો છેક, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠાલો જ ઠાઠ નકામ, ઠરી ન બેસો એકે ઠામ;
ઊલટું એથી બગડે કામ, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડહાપણ દાટયું રાખ, ભલું રચ્યો શું તે તું ભાખ;
સાચી પૂરશે વર્તન શાખ, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા પાણી ઢળશે જ ઢાળ, ખોદ તિહાં પ્રથમથી ખાળ;
પાણી પહેલાં કરજે પાળ, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તારૂં તારાજ હાથ, બીજાથી ન લીડીશ બાથ;
સમજી સરતાં આવે સાથ, તતા૦ ॥ ૧૩ ॥

---

૧ સમુદાય. ૨ કપાળ. ૩ રસ્તો.

થથ્થા નહિ પાકા અહીં[1] થોર, જવુ ઉથુકે જાશો પહોર[2],
મૂક હવે તે મનનો તોર, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દયાજ ધર્મનુ મૂળ, દયા દિલમાય ધરો અતૂલ,
દયા વિનાનુ જીવતર ડલ, દદા૦ ॥ ૧૫ ॥
ધદ્ધા ધર્મધ્યાન નહીં ભૂલ, ધર્મે થાય સવિ સાનુકૂળ,
ધર્મ વિનાના સુખે ધૂળ, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના સર્વે જગ નાણુ જાય, પણુ ન ધર્મ વિના પોસાય,
માટે સુધર્મ મેળવ સ્હાય, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પરમાય પડવુ વાર, લાભ તેહમા નહીં લગાર,
ઘર ખોઇને થવુ ગમાર, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફૂલણુજી થા નહિ ફોક, લડશે પાછળ લાખ્ખો લોક,
કરશે કોય ન ઘટતી ટોક, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બત્રીશી રસોઇ ખાય, હ્રદય રાજી રાજી થાય,
વહાણુમા વિષ્ટા ગધાય, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભડકી જાય જન [2]ભોટ, વિવેક વશના વધતા [3]વોટ,
નોધ કરી લેજે તસ [4]નોટ, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મારૂ મારૂ ચહાય, ઊંધો ઊધા રસ્તે ઉજાય,
કહો કેમ કલ્યાણુ તે થાય ? મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યશની ઇચ્છાને વાર, વિણુ યશ ઇચ્છા કરજે વ્હાર,
એથી લાભે લાભ અપાર, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રામનુ રાજ ગણાય, પણુ પ્રજાની પીડ ન જાય,
નામેથી શુ ન્યાલ થવાય ? રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લાખ્ખો જતા લેખાય, ત્યારે લેશ ન લેતા જાય,
પછી તું સીદને [5]પોમાય ? લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વર્તન જિહા વિપરીત, પોષાય પળ પણુ ન તસ પ્રીત,
નીતિ નિર્મૂલ થાય ત્યા નિત, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શઠ સગ નહિ સુખદાય, છડો સમજી તેહ સદાય,
દાખ્યો દક્ષ[6] જને દુખદાય, શશા૦ ॥ ૨૭ ॥

---

૧ પાયા ૨ મૂર્ખ ૩ મત, તરફેણુ ૪-ઊતારો ૫ ખુશી થવુ ૬-ડાહ્યા

ષષ્ષા ષટ રૂતુમાંય સુખકાર, કેવો ત્યાં કરવો આહાર?
શ્રાવક સન્મિત્રે કર નિધાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સહી તું સાચું બોલ, તેવા નરનો વધશે તોલ;
આલમ આંકે મૂલ અમોલ, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હરામ નૈયતે હાટ, માંડયું ગણુ તે ઘડવા ઘાટ;
એથી ટળશે નહીં ઉચાટ, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષ્ક્ષા ક્ષણુમાં શું નહિ થાય, કોઇથી તે ન કહી શકાય;
ભાવી ભાવો નહિ ભેદાય, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાની જ શ્વાસોશ્વાસ, કઠીન કર્મો કરે વિનાશ;
અજ્ઞાનીની નહિ ફળે આશ, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅઆ અક્કલે વિચારી કર, કર્યું અક્કલનું કહ્યું નિડર;
વિના અક્કલનું વાંધો[1] વર, અઆ૦ ॥ ૩૩ ॥
ઇઇઇ ઇચ્છાય અવરનું સાર, પોતાનું પણુ તે જ પ્રકાર;
માટે સમજો સારાસાર, ઈઈ૦ ॥ ૩૪ ॥
ઉઉઊ ઉદારપણું ધરી ઉર, ધર્મ કામે ધન ધરજે[2] પૂર;
ધર્મે ધાર્યું કરાશે [3]ધૂર, ઉઊ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂપીઆ રહેશે રોક, થેલી ભલે છો થોકાથોક;
પણુ પાછળ પડવાની પોક, રૂરૂ૦ ॥ ૩૬ ॥
શ્રાદ્ધ સદ્બોધ શ્રેણી સાર, વાંચી સમજી કરે વિચાર;
લલિત લાભશે લાભ અપાર, શ્રાદ્ધ૦ ॥ ૩૭ ॥

---

## શ્રાદ્ધ સદ્બોધ શ્રેણી બીજી

રાગ ઉપરનો.

કક્કા કાલ કાલ શીદ કરે? કાળ ફેર તુંજ માથે ફરે;
છેવટ છેડો છૂટશે મરે, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખોટના જ રસ્તે ચડ્યો, ખાડો ખોદવા થયો ખડો;
જરૂર જાણુ તુંજ ત્યાં પડ્યો, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગણુજે હાથથી ગયું, શુભ કામ જો થયું તો થયું;
પછી જશે તે પડતું રહ્યું, ગગા૦ ॥ ૩ ॥

---

૧ મોટા, ઘણો. ૨ વાપરજે. ૩ જલદી, વહેલું.

ઘધ્ધા રહ્યો તું ઘરમાં ગરી, મારાની મમતામા મરી,
આતમની ઓળખ નહિ કરી, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચિત્ત પ્રસન્ન જબ થાય, તબ પૂજનનો લાભ પમાય,
તો પ્રસન્ન પડયુ કર કાય, ચચા૦ ॥ ૫ ॥
છચ્છા છળ કપટે નહી સાર, એના વશ અનત સસાર,
સરળપણાનો કર સ્વીકાર, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જાણુ જરૂર જે ગયું, પણ આગળ એકે નહિ થયુ,
ગયુ તે તો ગયુ તે ગયુ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝા ઝાખરા સાર, વાડતણો જ કરવા વિસ્તાર,
દેખી હરાઇ નાવે દ્વાર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટાળજે પડી કુટેવ, સદ્‌વર્તનની રાખો સેવ,
સજ્જ થાશો તેમા સ્વમેવ, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠગાવવુ રહ્યું ઠેઠ, વળગી આ સસારી વેઠ,
બૂરી તેહની બેઠી [1]પેઠ, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા [2]ફુકીશ નહીં આ [3]હોટ, ચૂકયો તો ગણ લાગી [4]ચોટ,
ભૂલ કરે ગણાઇશ ભોટ, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા શિરે ગાજે છે ઢોલ, પણ નહિ પલટ્યો તારો ડોળ,
બેમી રહેવુ છે શુ બોલ? ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા ઝાઝો તત નહિ તાણ, તૂટી જાશે કરતા તાણ,
પાછળ પસ્તાઇશ પ્રમાણ, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા ઠીક ન ખાય જો થર, દિલનો દૂરે કરાગે ડર,
કરવી કાઇ મજબૂતી કર, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દોષ શુ પરના જુવે, કેમ પડે દીવો લઇ કુવે?
મુક્ત થવાગે ત્યા તે સુવે, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધર્યા રેશે ધન ધામ, અતે એ નહિ આવે કામ,
નહિ સમજ્યા તો જન્મ નકામ, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નિર્મળ નીતિને ધાર, અનીતિ અલ્પ પણ નાવધાર,
સુણી બાદો સકળ સસાર, નના૦ ॥ ૧૭ ॥

---

૧ રિવાજ—ચાલ. ૨ ભૂલીશ ૩ હૈરુ-દાહ ૪ નુકશાની

પપ્પા પાની પાછી નહિ ભર, ધર્મધ્યાનમાં થવા તત્પર;
સમકિત સાચું કરાશે સર, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા મૂક સંસારી ફૂંદ, વિસ્તારશે ભવ ભવનો વૃંદ;
જરૂર જાણુ તે ખોટો છંદ, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બોળો અથાણું જેહ, ખાવા ખ્યાલ કરો નહિ તેહ;
શુભ ગતિનો તે દેશે છેહ, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભીડ નહિ ભાગે કોય, ઉદ્યમ કરેજ અળગી હોય;
મટે ન મુદ્ગલ રણમાં રોય, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મૂક મનતણો મદાર, એથી અધિક વધે સંસાર;
મુંઆઇ તિહાં ખમવો માર, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યત્ન તું એવોજ કર, ભવભીતિનો ભાગે ડર;
કાંઈ નહિ એમાં રાખ કસર, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રાગી જુવે નહીં દોષ, દેખે દોષ છતાં ગુણઘોષ;
હોય નહિ ગુણ દોષના હોશ, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લાભે સીદ લેપાય ? છે સંતોષપણું સુખદાય;
સંતોષી નર સુખી ગણાય, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વાદે વીત ખરચાય, સ્વશકિત શું તે ન સમજાય;
પછે પૂરણ પોતે પસ્તાય, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શકિત વિચારી સદાય, કર્યું કામ તે કહ્યું સુખદાય;
વિણ શકિતનું વિપરીત થાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ ખંડ ધણી કહાય, ચક્રી સહી રાયાં શિર રાય;
[1]વન ચોવીશી બાર વદાય, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સમકિતને કરવા સર, સડસઠ બોલ સમજીને સર;
નિશ્ચય દેવ ગુરૂ ધર્મ કર, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હાજી હાજી જ કરે, પાપે પેટ પોતાનું ભરે;
સામા એથી ઊલટા સરે, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષ્ક્ષા ક્ષત્રીકુળ ખાસ છત્રીશ, શ્રાવક સન્મિત્રેથી જોઇશ;
ગણાયો ગણ ત્યાં તે ગણીશ, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥

---

૧ એક.

જઝ્ઝા જ્ઞાની જ્ઞાની સગાત, કરે જ્ઞાનગોષ્ઠાની વાત,
મળે મૂરખ તો લાત લાત, ઝઝા૦ ॥ ૩૨ ॥
અઅઆ એકલા જવુ નિવાર, સોબત શેળાની[૧] પણ સાર,
શેળે શેઠનો કર્યો [૨]ઉદ્ધાર, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઈઇ [૩]ઈતીનો કર [૪]ઇનકાર, ભીતિનો ભગાવા ભાર,
શુભ રીતિ સત્વર સ્વીકાર, ઈઈ૦ ॥ ૩૪ ॥
ઉઉઉ ઉડાઉપણુ નહિ ધર, ખરચી જોગો ખરચો કર,
દિલમા પાછળ ન રહે ડર, ઉઉ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂધાઈ ઘરમા રહે, લાભ લેવો તે કેમ લહે ?
સહાય લાભ મળે છે સહે, રૂરૂ૦ ॥ ૩૬ ॥
શ્રાદ્ધ શ્રેણી બીજો ભાગ, અવલોકી લ્યો આણી લાગ,
વિચારો લલિત સર્વ વિભાગ, શ્રાદ્ધ૦ ॥ ૩૭ ॥

---

## શ્રાદ્ધ સદ્બોધ શ્રેણી ત્રીજી

રાગ ઉપરનો

કક્કા કામ એવુ શુદ્ધ કર, દિલમા નહી ડખે લસ ડર,
પછી પેખી પેખી પરવર, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખાતા નહી બોલાય, બોલે તો પાપ જ બધાય,
પણ ત્યા પાણી પી બોલાય, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગભીરપણુ કર ધર, ગભીર ગુણ ગણાયો વર,
એને અલ્પ અલગો નહિ કર, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘણી ઘાલમેલ વાર, ખરેજ તે ખટપટી કાર,
પાપોનુ પોષણ કરનાર, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચોખ્ખુ ચિત્ત નહીં થાય, કલ્યાણ ત્યા તક નહી કરાય,
અનુભવીનો એક અભિપ્રાય, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા શુભ છે છત્રીશ પ્રકાર, મન્હજિણાણુની મોઝાર,
વાચી અદર કરો વિચાર, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જાણુ જાણુ જ કરે, પણ ઉપાયમા નહીં ઉતરે,
કરો કાજ તે કયાથી સરે ? જજા૦ ॥ ૭ ॥

---

૧ એક જાતનુ જનાવર કે ૨ મરતા બચ્યા ૩ દુખ ૪ નારાજી.

ઝઝઝા ઝાઝાં ઘરોલ્યો જોય, જરી ન જંપી બેસે કોય;
પણુ ખોવું ખેતરે ન હોય, ઝઝ૦ ॥ ૮ ॥
ટટ્ટા ટાળ્યું તે નહીં ટળે, લખ્યું લિલાટે તેવું મળે;
મળે ન મળવું છળે કે કળે, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠગવાનું જ્યાં ઠામ, કદી નહિ કરશો; વિશરામ,
નિશ્ચિત નિરખી લ્યો આરામ, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા થયો ડંડાવે ડૂલ, તોયે તેનું તે જ કબૂલ;
કેમ કરી એ ભાગે ભુલ? ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢાંક પીછોડે ધૂળ, એથી ઉઠશે ઉલટું મૂલ;
કહેવું તે કહેશો ફૂલ, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તેથી ન આવે તાર, બગડેલું નાંખ્યા વિણુ બાર;
સારૂં હોય તે જ સ્વીકાર, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા થાબડથોબડ નિવાર, એમાં કાંઇ ન આવે સાર;
પાછળ પસ્તાવે નહીં પાર, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દયા દિલ પૂરણુ હોય, કર્મકાર નડે નહીં કોય;
જીવનનું ફળ એ લ્યો જોય, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધર્મથી ધાર્યું થશે, દાન શીલ તપ ભાવજ વશે;
પછી જીવન પસ્તાવો જશે, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નાટક આ નહીં નવું, અનંતા ભવ થયું ને થવું;
સુધાર સત્વર થાશે જવું, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પૌષધ પરે ધર પ્યાર, અઢાર દોષ રહિત અવધાર;
પૂરણુ શાંતિમય કર પસાર, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફેર [1]ચુલશી લખ ફર્યો, અર્થ એમાં એકે ન સર્યો;
કહે હવે વિચાર શું કર્યો? ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા અભક્ષો છે બાવીશ, તેનો ત્યાગ કરી હરખીશ;
તવ તુજ સુઝી સીધીજ [2]દિશ, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભવો ભવની છે ભીત, નહીં તું થાતો ત્યાં નિશ્ચિંત;
કરવું તે કરી લે ઉચિત, ભભા૦ ॥ ૨૧ ॥

---

૧ ચોરાશી લાખ. ૨ દિશા–રસ્તો.

મમ્મા મરણુ સર્પ ડસે થાય, કારણુ સાત તેના કહાય,
જરૂર જીવ ન જીવે પ્રાય, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યોગતા ચા શુભ ઊર, ધારી તેવુ વર્તન ધૂર,
નહિતો ગણુશે લોક નિઠુર, યયા૦ ॥ ૨૩ ॥
રરરા રાજી આતમારામ, કર્યું શુભ કાઇ આવે કામ,
માટે રાજી રાખો રામ, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લાભ સમજે નહિ લેશ, કયાથી સુધરે તેનો[1] કેશ,
વળતી દુઃખી થાય વિશેષ, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વસો જ્યા ઉત્તમ વાસ, દેવ ગુરૂ ધર્માદિ તક[2] ખાસ,
વળી થાય વધુ આત્મ વિકાસ, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શ્રાવકના છ આગાર, રાજા જ્ઞાતિ આદિક ધાર,
કારણુ જોગે કરવા કાર, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ દર્શનમાય સરે જૈન ધર્મની જુકિત છે ખરે;
અન્ય દર્શનો એકેક ધરે ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા છ સમક્તિભાવો ભાવ, આવો ફરી ન આવે દાવ,
શિવ જવા વર વિમાન વસાવ, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હિમત તેજ હથિયાર, વિના હિમતે શુ કરે વ્હાર?
હિમત હોય તો હસ્તિ પસાર, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષત્રીઓ ખાડુ ધરે, પછીજ પર વ્હારે પરવરે,
કા તો સિદ્ધ કરે કા મરે, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાની જનોના ગમા, જેમ નાખે તેમ તે સમા,
અજ્ઞાને નહિ ગમા કે સમા, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅ્આ નહી કર પરની આશ, નિશ્ચય તેથી થવુ નિરાશ,
તારૂ તે તો તારી પાસ અઆ૦ ॥ ૩૩ ॥
ઇઈઇ ઇશ્વર જો કર્તા થાય, તો તેહનો કર્તા કયા જાય ?
ઉત્તરોત્તર શુ પાર ન પાય, ઇઈ૦ ॥ ૩૪ ॥
ઊઉઊ કરાશે પર ઉપકાર, પર ઉપકારે ભવનો પાર,
પઅ્આ પછી પાસા પોબાર, ઉઊ૦ ॥ ૩૫ ॥

---

૧ દાવો-દાર ૨ વખત-સમય

રરર રૂપમાં થાતાં અંધ, પડે પછી સંસારી બંધ;
છૂટે ન છોડયો તે સંબંધ, રર૦ ॥ ૩૬ ॥
શ્રાદ્ધ સદ્બોધ શ્રેણી ધાર, અક્ષરે અક્ષર કર વિચાર;
લલિત લાભે લાભ શ્રીકાર, શ્રાદ્ધ૦ ॥ ૩૭ ॥

---

## શ્રાદ્ધ સદ્બોધ શ્રેણી–ચોથી

રાગ. ઉપરનો.

કક્કા કિરિયા જો શુદ્ધ કરાય, સહી શ્રાવક ધર્મે સુખદાય;
નવમે ભવ નિર્વાણ[1] પમાય, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખરેખર રાખી ખ્યાલ, પાણી પેલા કરજે પાળ;
વાંકો કોઇ કરે નહિ વાળ, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા કહું છું આ ઘણી ગમ, ન ખાય તો તને તારા સમ;
એ બુદ્ધિ ઘણી ગણાય અગમ, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘણો જ કાળ ચું ગયો, લાભ લેશ તેં તો નહીં લહ્યો;
કહે કેમ અબ નિશ્ચિંત થયો? ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચેતી ચાલજે ચાલ, કુટાવું નહીં રહે કપાળ;
નહિ તો જાગે જગની જાળ, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છેક નહિ છાકી જવું, અભિમાને અંધા નહિ થવું;
નમ્રપણું શીખી લ્યો નવું, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જિનેશ્વર ભક્તિ જાણુ, પ્રસન્ન ચિત્તથી કર પ્રમાણુ;
એથી થાય આત્મકલ્યાણુ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા જેહને ઝાઝાં ઝેર, કૂર કૂડો વરતાવે કેર;
પછી શું પૂછો સુખની પેર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટાઇમ આ વહ્યો જાય, લાભ લેતાં તું તો લજાય;
પછી પસ્તાવો નહિ પોસાય, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠાલાં ગપ્પાં નહિ માર, સમજ એમાં સ્વલ્પ ન સાર;
વળતી પાપતણો વિસ્તાર, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા તું દહાડી ડંડાય, એનો શોધે નહીં ઉપાય;
બીજાને બોધે શું થાય ? ડડા૦ ॥ ૧૧ ॥

---

૧ મોક્ષપ્રાપ્તિ.

ઢઢ્ઢા પુલી નહિ થા ઢમ ઢોલ, પકડાશે તારૂ તે પોલ,
તેથી તારો ઘટશે [1]તોલ, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા ટીપુ નહિ નીકળે તેલ, વેળુ પીલવી પડતી મેલ,
ખરેખરો ખેલી લે ખેલ, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા થેકડી તારી થાય, પણ નહિ ટેવ પડી પલટાય,
બગડ્યા પછી નહી બદલાય, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા તુ દિલ દયાનુ રાખ, વિપરીત વચન ત્યા નહિ ભાખ,
શાસ્રો એમ પૂરે છે શાખ, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધન આ રહેશે ધર્યું, સુકૃત કામ કર્યું તો કર્યું,
પછી પાદડુ કર્મે ફર્યું, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નામ તેનો છે નાશ, પૃથ્વી પટમા વાત પ્રકાશ,
તેનો ખ્યાલ ન તુજને ખાસ, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પ્રતિક્રમણ દો વાર, ઉભય એટલે સાંજ સવાર,
કર્યાં કર્મ આળોયણ [2]કાર, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા સીદને ફાટી જાય ?, ફાટેલા કેવા ફૂટાય,
રાવણ રોળાણો તે ન્યાય, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બને તેટલુ જ બોલ, બોલેલો સચવાયે બોલ,
સમજ રતી વાલ તેહ સોલ, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા સુભાતુ લેજે ભરી, આગળ ખેપ ઘણી આકરી,
ખત તેહની રાખી ખરી, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મોક્ષના માર્ગ[3] સાત, સહી શુદ્ધ સેવો દિનરાત,
અલ્પ ન એમા કરો વિઘાત, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યજ્ઞમા હિંસા થાય, એ જ ચોખે ચોખો અન્યાય,
પાપેથી શુ ધર્મ પમાય ? યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રાત્રિભોજન નિવાર, એનુ પાપ ગણાય અપાર,
ઉત્તમનો એ નહિ આચાર, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લણ સહ દૂકો જાય, મરે નહિ તો માદો થાય,
સમજો આ છે શિખ સુખદાય, લલા૦ ॥ ૨૫ ॥

૧ બોજ–નાયકી ૨ વહેવાર–રિવાજ ૩ પ્રકાર–રસ્તા

વ૦વા વાસી વિદળાદિ વાર, એ છે. અનાચારનો કાર;
વિવેક ચક્ષુએ કર વિચાર, વવા૦ ॥ ૨૬ ॥
શશશા શલ્ય નહિ દૂર કરાય, અંતરનો આઘાત ન જાય;
તેથી તુર્ત તસ કરો ઉપાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષા ષટ ખંડ ઘું સમજાય, એમાં પણુ[1] અનાર્ય ગણાય;
આર્યમાંજ ઉત્તમ[2] જન થાય, ષષા૦ ॥ ૨૮ ॥
સસસા સામાયિક કર સુસાર, બત્રીશ દોષ રહિત બસ ધાર;
પમાય એથી ભવનો પાર, સસા૦ ॥ ૨૯ ॥
હહહા હાથે કર્યું તે સાથ, ઘણીજ ગુણકારક એ છે ગાથ;
એથી ઉલટ ભીડ નહિ બાથ, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષય તેનો કર ખાસ, જે કર્મોનો ઝાઝો ત્રાસ;
પાડે જે ચૌ ગતિનો પાસ, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાનીશું ગોઠ કરાય, આત્મને જ તરવા ઉપાય;
સત્વર તે મેળો સુખદાય, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅઆ પડિમા વહો અગિયાર, શ્રાવક અર્થે કહ્યો છે કાર;
એક બે કે સર્વે અવધાર, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઇઇ ઇશ્વર જગકર્તા નહીં, કર્તા કર્મ તે માનો સહી;
કર્યું કર્મ તે જાવે કહીં, ઇઇ૦ ॥ ૩૪ ॥
ઊઉઊ ઊંડા પાણી ન પેશ, લાભનો તિહાં છે નહિ લેશ;
બુદ્ધો[3] બોલતા આરે બેશ, ઉઊ૦ ॥ ૩૫ ॥
રૂરુરૂં રૂઢી રાખો સુસાર, કુરૂઢીનો કઢાવી કાર;
સુખકર તવ હોવે સંસાર, રૂરૂં૦ ॥ ૩૬ ॥
શ્રાદ્ધ શ્રેણી ગણ સુખકાર, અવલોકો તે વારંવાર;
લલિત લાભ લખ તેની લાર, શ્રાદ્ધ૦ ॥ ૩૭ ॥

## શ્રાદ્ધ સદ્બોધ શ્રેણી પાંચમી.

રાગ–ઉપરનો

કકકા કાંઇક કરેલો [4]કોલ, કર તાલી કે મુખનો બોલ;
પૂરણ પાળો ગણી અમોલ, કકા૦ ॥ ૧ ॥

---

૧ પાચ. ૨ શલાકી. ૩ ડાહ્યા. ૪ વચન.

ખખ્ખા ખાવું સમજથી ખાય, સદા શરીર સ્થિતિ સચવાય,
વ્યાધિ તિહાંથી થાય વિદાય, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગાયુ ગાવુ જ ટાળ, ખરૂ બોલવા રાખી ખ્યાલ;
હાજી હાનુ તજ તે હાલ, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘટી ગાળે જ જેમ, આટો અનાજ થાવે તેમ,
જરૂર જવુ સુજે નહિ કેમ ?, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચિંતા કેમ ચિંતાય. ચડતી પડતી ચાલી જાય,
ગટમાળાનો ગણુજે ન્યાય, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છાર[1] પર લીંપણુ સાર, નક્કી જ નહિ થાય નિરધાર;
સમજી છારૂ[1] કાઢો બાર, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જુદા સ્વભાવના જન, મળતુ કોઈનુ નાવે મન,
સેવશો શોધી શુભ સજ્જન, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝા હાથ સુખ ખાણુ, પતે કામ પળમા પ્રમાણ,
મૂળ ઝાઝા મગળિક માન, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા એજ ટાણુ જો ટળે, [3]મોકો માન ફરી નહિ મળે,
કરવુ કાંઈક કર આ પળે, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠામ નહિ બેઠો ઠરી, કરણી હરદમ એવી કરી,
હવે દિશા ફિરાવ દિલ ડરી, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડાગ તો નહિ દેખાય, દેખ્યું દૂધ કે દોડી જાય,
પછી પાછળ પીટણુ થાય, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢેપુ ભાગવે ધૂળ, કરે તે સર્વે લોક કબૂલ,
છતા નહીં તે સમજે ભૂલ, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તક શુભ તને જે મળી, એ અણચિંતી આશા ફળી,
રળવુ કાંઇ તે લેજે રળી, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા સ્થિર વાણે તુ થયો, સદ્‌વર્તન સડકે નહિ ગયો,
કર વિચાર વખત જાય વહ્યો, થથ૦ ॥ ૧૪ ॥
દદ્દા દસ ચદ્રવા દસ સ્થાન, જયણા અર્થે બાધવા જાણ,
શ્રાવક માટે શાસ્ત્રે [2]ધ્યાન, દદા૦ ॥ ૧૫ ॥

---

૧ કચરો ૨ લખાન ૩ હકીકત

ધધ્ધા ધનિક[1] ગયા અહીં ધરી, કોઈ નહિ ગયું આગળ કરી;
ફોગટ મતિ શું તુજ ફરી, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના જાણુ નેઠ નેઠ સહી, અર્ધપંથ તું આવ્યો અહીં;
વિભાવવશ અબ જાય ન વહી, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પંદર છે કર્માદાન, ખુરૂં બધુએ તેહનું બ્યાન;
ત્યાગો સર્વે શ્રાવક સુજાણ, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફાવ[2] આ જાશે ફોક, જામેલીમાં પડશે [3]ઓક;
માટે મૂક વરાડી બોક, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બેશ અણુવ્રત બાર, શ્રાવક સુખે કરે સ્વીકાર;
એક બે વા અધિક અવધાર, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભલું ભણે નહીં ક્ષેમ, ગણ્યા નહિ તો એમનું એમ;
કુટુંબ બોળ્યું કણબી જેમ, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા માર મફતીયો ખાય, અલ્પ ન યોજે આપ ઉપાય;
કહો દુઃખ તે કયાંથી જાય ? મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યાદી કરી લે આપ, કર્યું કરાયું મોહું પાપ;
કરી આલોયણા એ કાપ, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રાતની એવી [4]રાસ, વૃક્ષ તળે ન વસીયે વાસ;
હૃદય વાત રાખશો ખાસ, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લંપટીપણું નિવાર, શુદ્ધ શીલનો કર સ્વીકાર;
મોક્ષ માર્ગે મેળવનાર, લલા૦ ॥ ૨૫ ॥
વ[5]વ્વા વર તેવોજ વખણાય, સાત વવાનો શોધો પ્રાય;
નહીતો પછી નિંદક થાય, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શલ્ય ઘરનું નહિ જાય, મંગળ માલિકને નહિ થાય;
શિલ્પ શાસ્ત્રે એહ અભિપ્રાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ ખંડ સંખ્યા સાર, અઢીદ્વીપની કુલ અવધાર;
એક સહસ ને વીશ નિરધાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સાદાઈમાં છે સાર, ઉચ્છાછળા પણુમાં અંગાર;
સદા સાદાઈ કર સ્વીકાર, સસા૦ ॥ ૨૯ ॥

---

૧ ધનવાનો. ૨ લાગ–ફાવટ. ૩ ખામી. ૪ રીત. ૫ વંશ–વડેરા. વિત્ત. વય. વપુ-વિદ્યા–વાસ

હહ્હ્હા હરામી ખાવા ખ્યાલ, જરૂર હોય હાલ બેહાલ,
માટે મૂકો તેહ જ જાલ, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષક્ષા ક્ષેત્રો સુસાત ગણાય, શ્રાવક માટે તે સુખદાય,
વાવ્યુ અનત વૃદ્ધિ પાય, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાની તે કહી ગયા, સર્વે સત્વો પર ધરજે દયા,
દયા વિનાના દુખી થયા, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅઆ અનતકાયો બત્રીશ, સેવન સત્વર દૂર કરીશ,
નહિતો પાપમાહે પડીશ, અઆ૦ ॥ ૩૩ ॥
ઇઇઈ ઇદ્રો ચોસઠ સુસાર, કરતા પચ કલ્યાણક કાર,
એવો છે એનો આચાર, ઇઈ૦ ॥ ૩૪ ॥
ઉઉઊ ઊત્તમ આજ અવતાર, ધર્મધ્યાનમા થાય પસાર,
સુધર્યો સવિ ગણાય સસાર, ઊઉ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂઠાય આતમરામ, કદી એવુ કરો નહિ કામ,
આપો આતમને આરામ, રૂરૂ૦ ॥ ૩૬ ॥
શ્રાદ્ધ શ્રેણીનો સમુદાય, વળી વિવેકે જો વચાય,
લલિત લાભમા તવ લેખાય, શ્રાદ્ધ૦ ॥ ૩૭ ॥

---

## શ્રાવિકા સદ્બોધ શ્રેણી.

રાગ—ઉપરનો.

કક્કા કલહ જો નહિજ કરાય, જિદગી ઉભય સુખમા જાય,
એહથી બીજુ શુ ઇચ્છાય ? કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખાઉં ખાઉંજ કરે, એથી અલ્પ નહીં ઓસરે,
પછી દુખી દેદારે મરે, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગાળથી ગાવે ગીત, એ નહિ ઉત્તમ જાતી રીત,
વદશો વાણી ગીત[1] વિનીત, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘરે ઘટીર[2] પૂજાય, દયણુ દળવુ પછી દળાય,
સુદર વર્તન તે સુખદાય, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચોખ્ખાઇ ચિતો સાર, ગબડ ગોતુ નહીં ઘરબાર,
સદા સુખાકારી સસાર, ચચા૦ ॥ ૫ ॥

---

૧ ઉચિત ૨ પરમાર્જન

છછ્છા છાણા ઇંધણા કોય, જીવ કંથુવાદિક દયો જોય;
સદૈવ તે સાચવજો [1]સોય, છછા૦ ॥ ૬ ॥
જજ્જા સૌજન જમાડી જમો, સાધુ ભક્તિ સુકર્મનો સમો;
મન મોકળે ઉભય ત્યું [2]ગમો, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાડે ફરવા જવાય, બધાયે વસ્ત્રો તવ બદલાય;
પછીજ ઘરનું કામ કરાય, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટાણુ[3] તકે તૈયાર, ચૂકે કદી ન કરવો કાર;
વિવેકનો નહિ થાય વિસાર, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠાઠમાઠ રહે ઠીક, ઘર ઘરાચારે ન અલ્પાધિક;
ઉક્રાંતની અંતરમાં બીક, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા દિલે ડંફાસ નહિ રહાય, સાદે સાદી સરે સદાય;
બચર વાળને બોધે જાય, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢોંગમાં આપ ન ઢળે, છળ-કપટે કોઇને ન છળે;
સદૈવ સરળતામાં જ ભળે, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તંત નહિ તાણે તેમ, સીધે સીધી ચાલે એમ;
વળી નહિ કાંઈ અંતર વ્હેમ, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા સ્થિરતા ઘરમાં થાય, પાડોશી પ્રેમે પેરાય;
નિંદાથકી નિવૃત સદાય, થથ૦ ॥ ૧૪ ॥
દદ્દા દેવ ગુરૂ ને સુધર્મ, સીધે સીધું સેવન કર્મ;
રહે રટણ સદાય શિવ શર્મ, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધર્મમાં પૂરણ ધ્યાન, સેવે સદા થૈ સાવધાન;
સત્યને માને શિવ [4]સુકાન, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નિયમ વ્રત પચ્ચખ્ખાણ, સેવે સ્વશક્તિ સં સુજાણ;
એથી આપ નહીંજ અજાણ, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પતિ પ્રિય પ્રભુ સમાન, બિલ્કુલ નહિ તેમાં બેભાન;
સારૂં સાચવે પતિ સન્માન, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફેસન ગણે તે ફોક, નિંદે કો નહિ પાછળ લોક;
તેમજ કોઇ કરે નહિ ટોક, ફફા૦ ॥ ૧૯ ॥

૧ સવડ. ૨ વિતાવો. ૩ અવસર. ૪ વિમાન.

બબ્બા બધાથી 'બનતી રાસ, નહિ કો એથી થાય નિરાશ,
સંદવ સુખવર્તીમાજ વાસ, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભરતકે સીવણ' કામ, નિશદિન ચાલુ 'નહી નકામ,
જુતે સુકામે આઠો જામ, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા માનવ ગણે દે માન, મળતાવડી નિરાભિમાન,
ગણાય ઘૃહણી[૧] તે સુજાણ, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યત્નામાહે અનુસરે, દયા દિલ ડગુમગુ નહિ ખરે,
જાગૃત જયણામાય ફરે, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રસોઈનુ રૂડુ જ્ઞાન, બહુ પ્રકારે જાણે[૨] બ્યાન,
એકેમા તે નહિ જ અજાણ્યું, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લોભ બહુ નહિ લેખાય, સતોષી જીવન સુખદાય;
ભક્તિભાવ નહીં જ ભેદાય, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વિવેકી વર્તન પૂર, હર્દમે વિનયવત હજૂર,
ધર્મ કામમા ધાગે ધૂર, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શાતગુણ ને શરમાળ, શિયળવતી ને સુકુમાળ,
સદા શ્રાદ્ધભક્તિ ઉજમાળ, શશા૦ ॥ ૨૭ ॥
પપ્પા પટ ઋતુનો શુભ સાર; કરવો જાણે તેનો કાર,
અજાણ એકેમા નહિ ધાર, પપા૦ ॥ ૨૮ ॥
સસ્સા સમકિત સામાયિક [૩]વર, પોષધ પ્રતિક્રમણ [૪]સુસર,
જરૂર જણાય ત્યા અગ્રેસર સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હર્દમ હિંમત હજુર, ડરકણપણુ ત્યા ભાગ્યુ દૂર,
વળી કોઇ ન વર્તને ક્રૂર, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષમા ત્યા ધરશો ખરી, વડિલો પ્રત્યે વિનયે કરી,
લઘુ પ્રત્યે પણ લઘુતા ધરી, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાન ગુણ મેળે જાય, એમા આળસ આણ્યુ ન પ્રાય,
સદૈવ લે સુગુણીની સહાય, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅ્આ આખુ કવળા આહાર, પુરૂષનો બત્રીશ પ્રકાર,
સ્ત્રીનો અઠાવીશ અવધાર, અઆ૦ ॥ ૩૩ ॥

૧ સ્ત્રી. ૨ દ્રષ્ટાંત ૩ ઉત્તમ. ૪ ઉત્તમ

ઇઇઇ ઇંદ્ર એકની નાર, ક્રોડાક્રોડ[1] કહે નહિ પાર;
એકજ ભવની એ અવધાર, ઇઇ૦ ॥ ૩૪ ॥
ઊઊઊ ઉત્તમ કુલની જ નાર, શુભ સદ્‌વર્તન કરે સ્વીકાર;
એ છે ઉત્તમનો આચાર, ઊઊ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ ઋતુવંતી તી દિન કાંઇ, વસ્તુ વિગેરે સ્પર્શે નાંઇ;
પ્રભુપૂજા પણ[2] દિન મનાઇ, રૂરૂ૦ ॥ ૩૬ ॥
શ્રાવિકા સદ્‌બોધનો સાર, વાંચી વારંવાર વિચાર;
લલિત સાંપડે લાભ અપાર, શ્રાવિ૦ ॥ ૩૭ ॥

---

## સદ્‌બોધ શ્રેણિ.

રાગ—ઉપરનો.

કક્કા કૂડા તોલા ને માપ, એનું આખ્યું પાપ અમાપ;
તેહથી તિર્યંચ ગતિ [3]તાપ, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખાટવા રાખો ખ્યાલ, છોડો સહી સટ્ટાનો ચાલ;
મોટું જોખમ ન મળે માલ, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા જે ગણકારશે નહીં, સુધરશે નહીં તેનું સહી;
બગડે બસ બાકી શું રહી? ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘરમાંય ઘલાઇ રહે, જાણપણું જન તે નહિ લહે;
ડાહ્યા દિલથી એવું કહે, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચાડી ચુગલી નિવાર, એ છે અધમતણો આચાર;
માટે તેનો મૂક [4]મહાર, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છ ઋદ્ધિવંત[5] સુજાણ, શલાકી પુરૂષ તે પ્રમાણ;
આગમ સાર સંગ્રહે ધ્યાન, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જેહને ઝાઝું કામ, પળ પણ નહિ પાવે વિશરામ;
પછે પ્રભુનું હોય શું નામ? જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝું રહે નહિ હાથ, બધેથી નહીં ભીડો બાથ;
પડતો મૂકીદ્યો તે [6]પાથ, ઝઝા૦ ॥ ૮ ॥

---

૧ ૨૨,૮૫૭૧૪૨૮૫૭૧૪૨૮૫. ૨ પાંચ. ૩ ત્રાસ. ૪ આતુરતા.
૫ તીર્થંકર-કેવળી-આદિ. ૬ રસ્તો.

ટટા વાંકડું ટેખળ ટાર,[1]ટેટાણીનુ તુ સરદાર,
મોટો મૂરખનો સરદાર, ટટા૦ ॥ ૯ ॥
ઠઠા ઠગનો ઠેઠો[2] નિવાર, મુઝાઈ તિહા ખાવો માર,
લુટાવાનુ તેની લાર, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડા ડાહ્યા થવામા દુખ, સ્વલ્પ નહીં તે માંહે સુખ,
જનાય નહિ કો તેવી ભૂખ, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢા ઢુઢાની પાન ન થાય, છતા ગોધે સાધ્ય ઉપાય,
વખત વાતમા વીતી જાય, ઢઢા૦ ॥ ૧૨ ॥
તતા તરકની યારી ત્યાગ, નક્કો ચોઠને નીચ અથાગ,
મૂકાગ્યો મિત્રે મહાભાગ, તતા૦ ॥ ૧૩ ॥
થથા ચોરી જેવું ન થાય, થાય તેમ તો થડમા કહાય,
પછી પાછો પત્તો નહિ ખાય, થથા૦ ॥ ૧૪ ॥
દદા નકામો મૂક દમામ, એથી ઊલટું બગડે કામ,
નિંદે નાહક લોક તમામ, દદા૦ ॥ ૧૫ ॥
ધધા ધાર્યું ન કોઈનુ થયુ, એ જ વિચારે આયુ ગયુ,
સુધાર એપ હવે જે રહ્યુ, ધધા૦ ॥ ૧૬ ॥
નના નવની યારી જ નહીં, બાટ બાવડુ આદિની વહી,
કરીએ પણ કરવા ના કહી, નના૦ ॥ ૧૭ ॥
પપા પુન્ય કરાય તો ૧ પરે, અવગુણ નુ પાપોગી ૧ અરે,
કર્યાં કર્મ તે ત્યારે ઠરે, પપા૦ ॥ ૧૮ ॥
ફફા ફટકેલ માફક ફરે, ફુલ્યો નહિ કરવાના કરે,
કહો કામ તે ક્યાથી સરે ? ફફા૦ ॥ ૧૯ ॥
[illegible] ॥ ૨૦ ॥
[illegible] ॥ ૨૧ ॥
[illegible] ॥ ૨૨ ॥

[illegible]

યય્યા યત્નો કરવે શું થાય, કર્મ કૃતિ જ્યાં ઉલટ જાય;
મૂષક મરણુ તે યત્ને પાય, યયા૦ ॥ ૨૩ ॥
રરરા રોગથી રોજ રિબાય, ખાવું પણ ન કાંઇ જ ખવાય;
પછી ડામે શું દુઃખ [1]પળાય, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા લલળ પલળ શીદ લવે ? ભૂંડા દુઃખની ભીતિ ભવે;
ઠીક વિચારી પગને ઠવે, લલા૦ ॥ ૨૫ ॥
વ૦વા વડાથી નહિ કર વૈર, ઝાઝું એથી ઉપજે ઝેર;
માટે ત્યાંથી મેળવ મ્હેર, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શેલાઇમાં નહિ છાક, નિશ્ચય ૦હાલું હોય જ નાક;
પડ્યો રહેશે સર્વે પોશાક, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ્કાય રક્ષણુ સાર, ઉત્તમ જનનો છે આચાર;
એથી થાય આતમ ઉદ્ધાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સિડીયે ચડવા છેક, પકડ જે પગથી એક એક;
આવે સામટી નહિ અનેક, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા દોરી હશે જો હાથ, પાત્ર પડ્યું છો જળ [2]અગાધ;
સર્વે આવશે દોરી સાથ, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષ્ક્ષા ક્ષત[3] પર નાંખ નહિ ખાર, એથી થાવે દુઃખ અપાર;
વિવેક હોય તો કર વિચાર, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞ્જ્ઞા જ્ઞાતવન ખંડ ગણુાય, ક્ષત્રિયકુંડ પાસે કહાય;
જિહાં વીરનો જન્મ જણુાય, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅઆ આંક ફરે નહીં એક, તેવી હૃદય રાખો ટેક;
કરો ભલેજ ઉપાય અનેક, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઇઈ ઇંદ્રિ પાંચ ગણુ સાર, સ્પર્શ રસ ઘ્રાણુ ચક્ષુ ચાર;
શ્રોત્ર સહ પાંચે અવધાર, ઈઈ૦ ॥ ૩૪ ॥
ઉઉઊ ઊંટના વાંક અઢાર, બીજે એકે બકે અપાર;
શું એ શિખમાં આવે સાર ? ઉઊ૦ ॥ ૩૫ ॥
ૠૠૠ રૂપના મદને વાર, કેવું સહિયું સનતકુમાર ?
માટે મદની મૂક મલાર, ૠૠ૦ ॥ ૩૬ ॥

---

૧ જાય. ૨ ઊંડુ. ૩ ચાંદુ.

સદ્બોધ શ્રેણીનો શુભ સાર, વિચાર વાચી વારવાર,
લલિત લાભ શુભ તેની લાર, સદ્૦ ॥ ૩૭ ॥

---

## સદ્બોધ શ્રેણી બીજી

( રાગ—ઉપરનો )

કક્કા પાચે કહ્યુ લે કરી, અધિક લાભ એને અનુસરી;
આચ ન આવે એમા જરી, કકા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખાટલે મોટી ખોડ, પૂરી નહી પાયાની જોડ,
અક્કલથી એનો કર [1]તોડ, ખખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગધે ડહાપણુ ગણ્યુ, ઘોડાને સમજાવ્યુ ઘણુ,
તે તેને દુ ખ કારણ બન્યુ, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘરે લાગી જો આગ, ઓલવ ઝટ બળ કરી અથાગ,
જોજે જાય ન આવ્યો લાગ, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચીલે ચીલે જ ચાલ, ખરેખરો ત્યા રાખી ખ્યાલ,
ભૂલા પડવુ ન રહે [2]ભાલ, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છાટા ઊડ્યા તે સહી, પાપોની પરવા જો રહી,
પછી સુધારવા શક્તિ નહીં, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જવા જગની જજાળ, કમર કસીને થા ઉજમાળ,
પાણી પેલા તે છે પાળ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝુ કર નહીં જોર, તોડાશે તારો તે તોર,[3]
પછી ઠરવા મળે નહિ ઠોર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટાક ટેક તજો હાલ, ચોખ્ખો તે છળ કપટી ચાલ,
વળી મળે નહિ મુદ્દલ માલ, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠડા થવામા માલ, તપી જવે આવે નહિ તાલ,
સમજુ જનનો એ શુભ ચાલ, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડહાપણને નહિ ડોલ, બીનસમજનો બોલ ન બોલ,
અકલ વિણ ગણાઈશ [4]અટોલ, ડડા૦ ॥ ૧૧ ॥

---

૧ ઉપાય ૨ નવીન ૩ અભિમાન ૪ નરખ

ઢાળ જ નહીં, પછી કામ નહિ પાડો તહીં;
[5]રૂપ ગયા તે કહી, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા ભલે વલોવાય [1]તોય, મળે ન માંખણુ પીંડો કોય;
માટે મેળો મળતું જોય, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા થોડું થોડું ખવાય, આખું મોઢામાં નહિ માય;
થોડું જ સર્વે ઠીક ગણાય, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દૂધેથી દાઝયો ખાસ, ફુંકી ફુંકી પીવે છાશ;
સમજુ સમજી કરજયો [2]ખ્યાસ, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા ધર્મના ચૌ પ્રકાર, દાન શીલ તપ ભાવ શ્રીકાર;
સેવન સાચું તો ભવપાર, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નિંદા પરની નિવાર, મહાપાપનો માથે ભાર;
નક્કી એહથી નર્ક નિરધાર, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પુન્યમાં પૂરણુ પ્યાર, પાપી પાપ જ થાય પસાર;
લાભ લક્ષધા તેની લાર, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફાટી જા નહી [3]ફાર, મળશે કો માથાનો ચાર;
ભાગી પીઠ ઉતારે ભાર, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બુદ્ધિ ચું બગડી જાય, સંગત દુર્જન થાય સદાય;
સજ્જનની દાખી સુખદાય, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભીલ ભૈયાળી વાર, દારૂણુ દુઃખો તે દેનાર;
લાહી લુહી કરે [4]લાચાર, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા માધો મારતો જાય, ખેમો પેટ ભરી ત્યાં ખાય;
નિરખો દુનિયે કેવો ન્યાય ? મમ૦ ॥ ૨૨ ॥
યય્યા યત્ન તો કરિયા ઘણા, ઔષધ ઉપચારે નહિ મણા;
કર્યા કરી વિણ મરવા તણા, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા જ્યાં રોટી વહેવાર, બેટીનો બને તેમ ધાર;
એથી ઊલટું ચહે ગમાર, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા પહુલીજ આળપંપાળ, ખાય ખાસડું ખાસ કપાળ;
મળે ન મુફલ તેમાં માલ, લલા૦ ॥ ૨૫ ॥

---

૧ પાણી. ૨ વિચાર. ૩ ઘણો. ૪ ભીખારી. ૫ જીભ.

વવ્વા વિચર્યા લાખા વિદેશ, લાભ ન લાવ્યા ત્યાંથી લેશ,
કર્યો નકામો કાયકલેશ, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શત્રુ જનનું જ્યા શાલ, ચેતી ચાલો ત્યા સહુ ચાલ,
નહિ તો નક્કી થશે નીકાલ, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ વિગય કર સ્વીકાર, મહા[1] વિગય મને નહીં ધાર,
સકળ શાસ્ત્રતણો એ સાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સટ્ટામા છે નહી સાર, કમાવા તે કહ્યો નહિ હાર,
દાખ્યો દેવાળે દાતાર, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હસ્તિ જ્યા હાલ્યો જાય, શ્વાનો પુઠે ભસે સદાયે,
હસ્તિનુ શુ હલકુ થાય, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષય રોગીતણી ખાસ, આયુ સહસ દિવસની જ આશ,
વળતી તેનો થાય વિનાશ, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાતી ગણાય અઢાર, શરૂવાતે સાભળીયે ચાર,
આજે તો એનો નહિ પાર, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅ્આ અજીર્ણે ન કર આહાર, વૃદ્ધિ એથી પાય વિકાર;
પ્રથમ પચ્યા પછી સ્વીકાર, અઆ૦ ॥ ૩૩ ॥
ઈઇઇ ઇદ્રિ વિષય તેવીશ, વિકાર બસો બાવન ગણીશ,
દિલમા ડર તસ રાખ નિશદિશ, ઇઇ૦ ॥ ૩૪ ॥
ઊઊઊ ઉટનુ વર્તન પ્રાય, પોતે પોચે ત્યા તક ખાય,
લોભી જન તેવા લેખાય, ઊઊ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂધશે જ્યારે કાળ, ઓચિતી પડશે એ ફાળ;
માટે કરવુ કરજે હાલ, રૂરૂ૦ ॥ ૩૬ ॥
બીજી સદ્બોધ શ્રેણી બેશ, હૈયે રાખીશ હર હમેશ,
લલિત રહે ન દુખનો લેશ, બીજુ૦ ॥ ૩૭ ॥

---

## સદ્બોધ શ્રેણી ત્રીજી

રાગ ઉપરનો

કક્કા કહ્યું નહિ આવે કામ, આરભે આશાનુ ઠામ,
નહિ તો બોલ્યુ બધુ નકામ, કકા૦ ॥ ૧ ॥

---

૧ મધ, માખણ, દારૂ, માંસ,

... ખાતું ખાય, કેણુ એ જગતે કહેવાય;
...યુ ક્યાંથી પાય ? ખખા૦ ॥ ૨ ॥
... ...ને દયો નહિ ગાલ, ઉત્તમ જનનો એ નહિ ચાલ;
હલકટ જનનો એ હેવાલ, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘો મરવાનું ચહાય, જરૂર વાગરી વાડે જાય;
એનો ચાલે નહીં ઉપાય, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચિત ચિંતા નહિ જાય, વિપદા જો નહિ થાય વિદાય;
શોધો સત્વર સરસ ઉપાય, ચચા૦ ॥ ૫ ॥
છછ્છા છને છંડે સુખ ખાણુ, સ્ત્રી દ્યૂત હિંસા મદ્યપાન;
કઠોર કહેણુ નિંદા જાણુ, છછા૦ ॥ ૬ ॥
જજ્જા ઝાઝું જમવું જમાય, કાં રોગ કે કાં પીડ થાય ?
એથી ઊણુપ[1] કરો સ્વીકાર, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાઝું કરે તે જોર, સ્વયં પખ જો હોય સજોર;
નહિ તો નીચું કરે નિઠોર, ઝઝા૦ ॥ ૮ ॥
ટટ્ટા ટટુઓ જેમ [2]ટીટાય, તેમ તેમ તોરી[3] કુંપાય;
નીરખો એજ દુનિયે ન્યાય, ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ન ઠાર્યું એકે ઠામ, બધેથી કરાયું બદનામ;
ક્યારે અબ સુધરાશે કામ ? ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા ડાબું પાસુ દબવાય, ખાધેલો ખોરાક પચાય;
અનુભવી જનનો આ ઉપાય, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા પાણી ઢાળે જ ઢળે, ઊલટા નહિ ઉતરો એ પળે;
ઉલટાવે વેળા નહિ વળે, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા બેઉ તરવારો જેમ, રાખો મ્યાન રહે તે કેમ ?
અહિ બેઉ દર રહે નહિ એમ, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા થડમાંથી નહીં કાપ, એનું દાખ્યું પાપ અમાપ;
એથી અતિ ઉપજે સંતાપ, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દયા ડાકણુને ખાય, દાખી તેથી તે દુઃખદાય;
પણુ તે મૂકે નહિ પોસાય, દદા૦ ॥ ૧૫ ॥

---

૧ ઊણોદરી. ૨ મરાય. ૩ ઘોડા.

ધધ્ધા પડી પછવાડે [1]ધાડ, કાય કાઢવુ જલદી કાઢ,
પ્રભુતણો તે માની પાડ, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નાણુ ન આવે સાથ, ખરેખરૂ કહુ ખર્ચો હાથ,
નહિ તો બાવળ સગે બાથ, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પાછળે બોલે લોક, તેનો ન સતાપ કે શોક,
તુ તારો સાચવજે [2]નોક, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફેરા ફરવો ટળાય, લાભ્યુ લાલે તવ લેખાય,
પછી નહિ ઝટ નીકળે પાય, ફફા૦ ॥ ૧૯ ॥
બબ્બા બધુયે બારે વાટ, રાખ્યુ રચ રહે નહિ ઘાટ,
અતરનો નહિ ટળે ઉચાટ, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા ભીલતણોજ પાડોશ, ચાહો નહિ ચિત્તે કોડો કોશ,
બનાવે જન જાત બેહોશ, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મળતો મેળ નહિ ખાય, તો તસ સગ નહિ પોસાય,
આતમ ઊલટો ત્યા [3]અવટાય, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યત્નકાર યત્નો સ્હાય, યત્ને મોદક પાણી પમાય,
પણ મ્હોર વિધીવાળો પાય, યયા૦ ॥ ૨૩ ॥
રરરા રાજા રોપે ભરાય, રોપે રૈયત રીબે જાય,
દહાડી દુખ સહ ડડાય, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા ચૌદિશ લાગી લ્હાય, કૂવો ખોદવા કરે ઉપાય,
કહો કેમ કરી ઓલવાય? લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વાતથી ઉઠે જ વાટ, વળી વાત ન કરીયે રાત,
ઘણુ ડરી તે તજશો ઘાટ, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા શત્રુ સન્મેર દેખાય, તુરત તિહાથી થશો વિદાય,
નહિ તો જીવનુ જોખમ થાય, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ રસ રસોઇ ખાય, રસેન્દ્રિ રાગે જે લુબ્ધાય,
વ્યાધિની વૃદ્ધિ ત્યા થાય, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સજ્જનો સોય સમાન, દુર્જન કાતર કાપે જાણુ,
યોગાયોગ જોઇ પ્રમાણુ, સસા૦ ॥ ૨૯ ॥

---

૧ કાઢયો. ૨ નેકી-રીતભાત. ૩ દુઃખી થાય.

હહ્હા હાર નહિ હાથે હવે, [1]મોકો મહાન્ મળ્યો આ ભવે;
સાર્થક કરવું કરજે સવે, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષત્રીનો કરજે ખ્યાલ, મળે નહીં બીજામાં માલ;
ઉત્તમ ઉત્તમ ગુણે નિહાલ, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાન ગુણ છે શ્રીકાર, પુન્ય પસાયે પાવે પાર;
નિર્ભાગીનો નહીં નિસ્તાર, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅઆ અડપલા નહિં કર આપ, જીવાનો જાણી સંતાપ;
સાચી પાડો હૃદય છાપ, અઆ૦ ॥ ૩૩ ॥
ઇઇઈ [2]ઇતરાજી એ સુસાર, ઉસ્તાદની[3] હો ભલે અપાર;
મુંઘાઇ માતપિતાદિ વાર, ઇઈ૦ ॥ ૩૪ ॥
ઊઊઊ આપ ઉંટવૈદુ કરે, પછી પરાયા પ્રાણો હરે;
મૂરખ મૂર્ખા માંહે ઠરે; ઊઊ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂના રાશી[4] જ્યાં પાસ, [5]વન્હીનો ત્યાં નહીં કર વાસ;
વાસ કરતાં થાય વિનાશ, રૂરૂ૦ ॥ ૩૬ ॥
સદ્બોધ શ્રેણી ત્રીજી સરે, અક્ષરો એના હૈયે ધરે;
**લલિત** લાભ શુભ લાભ્યા કરે, સદ્૦ ॥ ૩૭ ॥

---

## સદ્બોધ શ્રેણી ચોથી

કક્કા કાતર કાપતી જાય, સોયથી તે સર્વે સંધાય;
સર્જન દુર્જન ત્યાં સમજાય, કક્કા૦ ॥ ૧ ॥
ખખ્ખા ખોડીલી ખાઇ જાય, હરાઇના હાડો ભંગાય;
દેખો દુનિયે ઉંધો ન્યાય ખખ્ખા૦ ॥ ૨ ॥
ગગ્ગા ગાંડી સાસરે જાય. ડાહીને શિખમાં દોરાય;
કેવું આ કૌતક કહેવાય, ગગા૦ ॥ ૩ ॥
ઘઘ્ઘા ઘેલછા ઘાલી ઘર, દિલે પ્રભુનો છે નહિ ડર;
તેવાથી પાછો પગ ભર, ઘઘા૦ ॥ ૪ ॥
ચચ્ચા ચૂકીશ નહિ આ ચોટ, એમાં આગળ ખાધી ખોટ૦
હવે ભૂલે ગણાઇશ ભોટ, ચચા૦ ॥ ૫ ॥

---

૧ અવસર. ૨ ગુસ્સો. ૩ શિક્ષક-માસ્તર. ૪ ઢગલા. ૫ અગ્નિ.

છછ્છા છીંડે રાખતા છૂટ, છાળી કાઢે સરકે ઊંટ,
કેણુ સાચું કાનની બૂટ, છછા૦ ॥ ૬ ॥
જજ્જા જૂઠી જગમાયા જાણુ, એથી આપ ન અલ્પ અજાણુ,
છતા નહિ છડે થૈ સુજાણુ, જજા૦ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાલ્યો તે જુલ્મી પાથ, બાવળથી ભીડે છે બાથ,
છોડ સવેળા ઠગનો સાથ, ઝઝા ॥ ૮ ॥
ટટ્ટા ટાઇમ અમૂલ્ય ટળાય, લેશ ન તેનો લાભ લેવાય,
પછી પસ્તાવો નહિ પોસાય ટટા૦ ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠઠા મશ્કરી નિવાર, કલેશનું તે કારણ ધાર,
છડે તસ સુખમા સંસાર, ઠઠા૦ ॥ ૧૦ ॥
ડડ્ડા સીદ ડાફેરા ખાય, સીધું જોઇ ચાલ સદાય,
જયણા કાંટાદિક જળવાય, ડડા૦ ॥ ૧૧ ॥
ઢઢ્ઢા એબ ઢાંકી જ રખાય, ઉઘાડે જીવ જોખમ થાય,
શેઠે ઢાંકી થૈ સુખદાય, ઢઢા૦ ॥ ૧૨ ॥
તત્તા તોલડી વાના તેર, માગે મુદ્દલ ન પડે ફેર,
પછી વિચાર કરો શુ પેર, તતા૦ ॥ ૧૩ ॥
થથ્થા થાય તેવું જ થવાય, તો તે ગામ વચ્ચે રેવાય,
નમચે ગોદા ઘણા ખવાય, થથા૦ ॥ ૧૪ ॥
દદ્દા દાટો ઘણી ગુહ્ય વાત, ઉઘાડતા થાવે આઘાત,
વળતી વાધે વધુ સંતાપ, દદા૦ ॥ ૧૫ ॥
ધધ્ધા જે ધન રખોપું કરે, પરભવ પીડા તે નહિ હરે,
મરે સર્પ થઇ ઉપર ફરે, ધધા૦ ॥ ૧૬ ॥
નન્ના નાણું મળશે અપાર, ટાણું તાકયું નાવે દ્વાર,
ખરચો ખાસ શક્તિ અનુસાર, નના૦ ॥ ૧૭ ॥
પપ્પા પરનારીની પ્રીત, વરતાવે વર્તન વિપરીત,
નીતિ નિર્મળ ન રહે નીત, પપા૦ ॥ ૧૮ ॥
ફફ્ફા ફેલ કરી જેહ ફરે, દુનિયા તસ દેખી દિલ ડરે,
પશુ એવાને છે કયાં અરે, ફફા૦ ॥ ૧૯ ॥

બબ્બા બૈરીનો તજ વિશ્વાસ, અલ્પ ન એથી સુખની આસ;
નક્કી જ કરશે તેજ નિરાશ, બબા૦ ॥ ૨૦ ॥
ભભ્ભા તેં તો ભુંડી જ કરી, કદી ન એવું કરતો ફરી;
વિપરીત વર્તનો જા વિસરી, ભભા૦ ॥ ૨૧ ॥
મમ્મા મધુબિંદુ વર્તન જાણ, સંસારશૈલી એ જ પ્રમાણ;
તેનો તંત ઘણો નહિ તાણ, મમા૦ ॥ ૨૨ ॥
યય્યા યજ્ઞો પવિત પ્રમાણ, જનોઇ જેહને કહે જાણ;
ચક્રી ભરતથકી ચાલુ માન, યયા૦ ॥ ૨૩ ॥
રર્રા રંડા રાંડ કેવાય, રોજ રસોઇ અર્થે ભંડાય;
દાખી આવર્ત્તી દુઃખદાય, રરા૦ ॥ ૨૪ ॥
લલ્લા ધોળ લુલી લળી ગાય, નવે જણાં તસ નાખ્યો સાય;
કૌતક આ કેવું કહેવાય, લલા૦ ॥ ૨૫ ॥
વવ્વા વાડ જો ચિભડાં ચરે, ખેડુતો ખાટે કયી પરે;
વિશ્વ આમ વિશ્વાસમાં મરે, વવા૦ ॥ ૨૬ ॥
શશ્શા છે શાંત થવામાં સુખ, દંભપણામાં દાખ્યું દુઃખ;
દંભીનું દાટો એ મુખ, શશા૦ ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ વિગય કરે વિકાર, બ્રહ્મવર્ત્તીને ભારે ભાર;
વાવરવા વર કરો વિચાર, ષષા૦ ॥ ૨૮ ॥
સસ્સા સમજું તે જ ગણાય, પાપકૃતે પાછો દે પાય;
બીજાને પણ બોધે જાય, સસા૦ ॥ ૨૯ ॥
હહ્હા હર્દમે હસવું વાર, કષાયનો ત્યાં વાધે કાર;
એથી થાવે દુઃખ અપાર, હહા૦ ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષીતિપતિ રાખે ખાર, પ્રજા કયાં જઇ કરે પોકાર?
મૂગે મોંઢે કરે સ્વીકાર, ક્ષક્ષા૦ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાનકિરિયાનો કાર, છોડાવે સત્વર સંસાર?
શિવસુખ મેળાવે શ્રીકાર, જ્ઞજ્ઞા૦ ॥ ૩૨ ॥
અઅ્આ આખો લાડુ ન ખવાય, મોંઢામાં તે કયાંથી માય;
છતાં શઠ નહિ ત્યાં શરમાય, અઆ૦ ॥ ૩૩ ॥
ઇઇઈ ઇચ્છો કરૂં ઇનસાફ, હૃદય ત્યારે રાખો સાફ;
તો માલિકના ઘરની માફ, ઇઈ૦ ॥ ૩૪ ॥

ઉઉઉ ઊઠો સત્વર પ્રભાત, રહે પોર પાછલી રાત,
ભજો દેવ ગુરુ ભલી ભાત, ઉઊ૦ ॥ ૩૫ ॥
રૂરૂરૂ રૂઢી પડી જ્યા જેહ, દુનિયા દાખવે રસ્તો તેહ,
સમે નહિ સહી તે સદેહ, રૂરૂ૦ ॥ ૩૬ ॥
લલિત લખી રાચ્ચે નહિ થતો, તો તારો નહિ લાગે પતો,
ઊતાર આતર થૈ એકમતો, લલિત૦ ॥ ૩૭ ॥

---

## સદ્‌બોધ શ્રેણી પાંચમી

( રાગ દુહા પ્રમાણે )

કક્કા કહુ' તે સાભળી, અતર આપ ઉતાર,
સેવન કર શુભ ધર્મનુ, તે સમજ્યાનો સાર ॥ ૧ ॥
ખખ્ખા ખત ખૂબ રાખજે, આગળ વસમી વાટ,
સાધન સારૂ [1]મેળજે, અલ્પ ન રહે ઉચાટ ॥ ૨ ॥
ગગ્ગા ગુણીના ગુણ [2]ગણો, ગાતા ગુણી થવાય,
ગુણી ને ગુણ રાગીયા, પુન્યેજ તેહ પમાય ॥ ૩ ॥
ઘઘ્ઘા હજુ કરવુ ઘણુ, આળસ કર નહિ ઉર,
વખત વાતે વહી જતા, પડે પસ્તાવુ પૂર ॥ ૪ ॥
ચચ્ચા ચોરાશી લાખનો, ફેરો ફળવો ટાળ,
અવસર નહિ આવે ફરી, કોણે દીઠી કાલ? ॥ ૫ ॥
છછ્છા કુછદ છડીને, સુકૃત કરજે સાર,
પછી પસ્તાવો નહિ રહે, ગાવે ભવનો ભાર ॥ ૬ ॥
જજ્જા જોગ આજે જડ્યો, જડે ન જાણુ હમેશ,
સેવી ધર્મ સુધારજે, કાળે બગડ્યો [3]દેશ ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝટપટ જાગીને, ઉદ્યમ કરજે આપ,
પરમાદે રહેતા પડી, સમગે નહિ સતાપ ॥ ૮ ॥
ટટ્ટા ટેક શુદ્ધ ધર્મની, ખરી રાખજે ખાસ,
પાર્યું સવી ધર્મે થશે, વળી શિવપુર વાસ ॥ ૯ ॥
ઠઠ્ઠા તિહા ઠાયું નવી, જમશો ત્યા જઇ તેહ,
સમજ[4] ઠલ્યો સાથમા, આવે કામે એહ ॥ ૧૦ ॥

---

૧ મેળવજે ૨ ગણ્યો ૩ ભાર. ૪ જાણુ

ડડ્ડા ડહાપણુ ત્યાં કને, કશું ન આવે કામ;
કરજે કાંઇક લાભનું, ન રહે દુઃખનું નામ. ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢગ રહેશે પડયા, અલ્પ ન આવે સંગ;
આવે સંગ ધર્મ એક, રાગ ધર્મનો રંગ. ॥ ૧૨ ॥
તત્તા તાહરા કામની, શિખામણ શ્રીકાર;
રોકીશ રાગ દ્વેષ તો, મળશે શિવશ્રી સાર. ॥ ૧૩ ॥
થથ્થા થાકીશ નહિ કદી, ધર્મ સેવતાં [1]ધીર;
એથી ટળશે આપદા, ભાગે ભવ [2]જંજીર. ॥ ૧૪ ॥
દદ્દા દુઃખને ટાળવા, કમર કસી લે આપ;
ઉત્તમ ઉદ્યમ આશરે, સમશે ભવ સંતાપ. ॥ ૧૫ ॥
ધદ્ધા ધર્મને સેવતાં, કહો કમી શું હોય?
અમર થાય નિજ આતમા, સેવે જે જન સોય. ॥ ૧૬ ॥
નન્ના નથી કો આપણું, ધર્મ આપણો ધાર;
સેવન એનું સુખકરૂ, પમાય ભવનો પાર. ॥ ૧૭ ॥
પપ્પા પરઠવો પાયને, જોઇ વિચારી જાણુ;
એથી નાવે આપદા, પ્રભુ વચન પ્રમાણ ॥ ૧૮ ॥
ફફ્ફા ફાટેલે લુગડે, થાગડ થીગડ થાય;
પણ જો ફાટે પેટ તો, પાટો નહિ બંધાય. ॥ ૧૯ ॥
બબ્બા બધે નહિ બાપરા, જાગે કોય [3]ઝુઝાર;
વિમાસવું વળતી પડે, પણ ન થવાય પસાર. ॥ ૨૦ ॥
ભભ્ભા ભવો ભવ તું ભમ્યો, કર્યું ન આતમ કામ;
અંતે રે'શે [4]ઓરતો, નરભવ થતાં નકામ. ॥ ૨૧ ॥
મમ્મા મારૂં મૂકીને, :પરમાં પડવું વાર;
તારૂં તે તારી કને, અંતર આપ વિચાર. ॥ ૨૨ ॥
યય્યા યશની ચાહ ચીત, કરે અપયશે કામ;
નાહક નિંદાવું પડે, બધે થવું બદનામ. ॥ ૨૩ ॥
રર્રા તાહરાં રોદણાં, રહ્યા રોજના રોજ;
કરવું તે કરતો નથી, અંતર અલ્પ ન [5]ખોજ. ॥ ૨૪ ॥

---

૧ હિંમતવાન. ૨ સાંકળ ૩ જોરાવર. ૪ ઇચ્છા-ભાવના. ૫ ખટકો.

લલ્લા લાગ શુભ જોઈને, કાંઇ કરવાનું કર,
ભવની ભીતિ ભાગશે, દિલનો ટળશે ડર ॥ ૨૫ ॥
વવ્વા વાતે નહીં વડા, થયા થાશે થનાર,
વાતે વળવુ દઇ પડયું, આપે આપ સુધાર ॥ ૨૬ ॥
શશ્શા શાખને સાચવી, કરજે કરવુ કામ,
શાખ ગઇ નહી સાપડે, નબળું પડશે નામ. ॥ ૨૭ ॥
ષષ્ષા ષટ ખડનો ધણી, સુભુમ ચક્રી સુસાર,
લોભે લોભી સાતમી, નરક ગયો નાદાર ॥ ૨૮ ॥
સસ્સા સત નવિ છોડીયે, સત છોડે પત જાય,
પત જાતા તે પાપથી, પાપીમા પૂજાય ॥ ૨૯ ॥
હહહા દોર છે હાથમા, તો તે મળશે તોય,
મુકાય તો તુ માનજે, ગયું સમૂળુ સોય ॥ ૩૦ ॥
ક્ષક્ષા ક્ષયના રોગીનો, સહસ દિવસ સબધ,
પછી મેળવે મોતને, પ્રરૂપે વૈદ્ય પ્રબધ ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાની સુશ્વાસમા, કરે કર્મનો નાશ,
અજ્ઞાની જીવતા અધિક, પણ નહી છૂટે [1]પાસ ॥ ૩૨ ॥
અઅ્આ અક્કલ કિહા રહે, એ અક્કલ શુ ખાય,
અક્કલ કામ કરે કયુ, સત્વર દ્યો સમજા ॥ ૩૩ ॥
રહે રાવળે [2]દેવળે, વળી વેવારા વટ,
એટલે જો ન મળે તો, પચ પાય અલબત. ॥ ૩૪ ॥
ઇઇઇ ઇતી[4] જો નવ ગઇ, ભીતિ ન ભાગે કોય,
સેવો સાચા ધર્મને, ભાગશે ભીતિ સોય ॥ ૩૫ ॥
ઉઉઉ ઊઠ આળસ તજી, જીવન ચાલ્યુ જાય,
કર કો પરભવ કામનુ, લાભ્યો તવ લેખાય ॥ ૩૬ ॥
રૂરૂરૂ રૂધ્યા ઘર ન રહો, સેવો સદા સુધર્મ,
ધર્મે કામ ધાર્યું થશે, કટે ભવો ભવ કર્મ ॥ ૩૭ ॥
સવિ સદ્બોધ આ સાભળી, વાચી કરે વિચાર,
લલિત વાય ઝટ લાભમા, વધુ નહિ લાગે વાર ॥ ૩૮ ॥

---

૧ ફાંસો–પાસલો ૨ રાજકચેરી ૩ દેરામદિર ૪ સાત પ્રકારના ભય

## સદ્બોધ શ્રેણી છઠ્ઠી.

( રાગ ઉપર પ્રમાણે. )

કક્કા કરી લે પર ભલું, તારૂં ભલુ તૈયાર;
ભૂંડું કરતાં ભાગજે, એથી દુઃખ અપાર. ॥ ૧ ॥
ખખ્ખા ખાડો જેહ ખણે, પડશે પોતે આપ;
માટે જાણી જોઇને, છંડો તે સંતાપ. ॥ ૨ ॥
ગગ્ગા ગરજ છે બહુ ગળી, શ્રાકરથી શ્રીકાર;
ગરજે ગરધબને ઘણા, કાકા કેવા ત્યાર. ॥ ૩ ॥
ઘધ્ધા ઘર પાડોશીઓ, નબળો સારો નેટ;
હાટ પાડોશી હોયે, જબરો ૧ધનીક ૨જેઠ. ॥ ૪ ॥
ચચ્ચા ચંદન સમો કહ્યો, સજ્જનનો સહેવાસ;
સજ્જન સેવો સર્વદા, સદા શીતળ ગુણવાસ. ॥ ૫ ॥
છછ્છા છાનું નહીં રહે, કાંઇ કરીયું પાપ;
માટે મન વિચારીને, અલગ રહેજે આપ. ॥ ૬ ॥
જજ્જા જોશો જ્યાં ત્યાં જઈ, માટી ચુલા ચણાય;
એનો નહિ કર ઓરતો, દુનિયે તે દેખાય. ॥ ૭ ॥
ઝઝ્ઝા ઝાડ પણ એકલું, પડયું ન પડતાં વાર;
માટે માનવ મેળજો, સદા સાથ શ્રીકાર. ॥ ૮ ॥
ટટ્ટા ટાઢુ જે જન જમે, મનુષ્ય તે ન મનાય;
ઉનું જમનાર જગતમાં, ઉત્તમ આપ ગણાય. ॥ ૯ ॥
ઠઠ્ઠા ઠગમાં તેહ ઠરે, જુઠું જલ્પે જન જેહ;
માટે જ જુઠું જલ્પવું, સત્વર છંડો એહ. ॥ ૧૦ ॥
ડડ્ડા ડાંગે મારીયાં, જુદાં જળ નહિ હોય;
સંબંધી સવિ ત્યું સદા, કદી ન પલટો કોય. ॥ ૧૧ ॥
ઢઢ્ઢા ઢાંકી જ રાખજે, ડાપણ દુઃખકર છેક;
અનંત ભવમાં આથડે, અર્થ સર્યો નહિ એક. ॥ ૧૨ ॥
તત્તા જાય છે તક ખરી, કર તું તારું કામ;
પછી પસ્તાવો દિલ થશે, નરભવ થતાં નકામ. ॥ ૧૩ ॥

---

૧ પૈસાદાર. દેખ. ૨ મ્હોટો, પૈસાદાર.

થઠ્ઠા થોડુ જ હોય પણ, ઝેર જુલ્મ કરનાર,
એથી વસજો વેગળા, એ સમજ્યાનો સાર ॥ ૧૪ ॥
દદ્દા દેહી રહી જશે, પછી પસ્તાશો પૂર,
માટે કરજો મોક્ષનુ, ધારી મનમા ધૂર ॥ ૧૫ ॥
ધધ્ધા ધોખો નહીં મટે, ભવ ભીતીનુ દુ ખ,
સેવો ધર્મ સુપ્રેમથી, સત્વર મળવા સુખ ॥ ૧૬ ॥
નન્ના નદની નવ રહી, વિશળની રહી વીશ,
રાવણુ રચ ન લઇ ગયો, વાત એ વિશ્વાવીશ ॥ ૧૭ ॥
પપ્પા પાટા બાધીને, પડે કૂવામા કોય,
જાણો એવા જીવને, અક્કલ અલ્પ ન હોય ॥ ૧૮ ॥
ફફ્ફા આ ફાની દુનિયે, નહી ફાવશો ફાવ,
અતે રેશો ઓરતો, જો ચુકયા ચિત્ત દાવ ॥ ૧૯ ॥
બબ્બા બેશ બોલો સદા, બોલ્યો બોલ ન જાય,
એ વર્તન આ વિશ્વમા, સદા કહ્યુ સુખદાય ॥ ૨૦ ॥
ભભ્ભા ભાવ ઠગાય તો, તેટલુ ત્યા નુકશાન,
માલ ઠગાયે મૂડીનુ, મળે ન સુદ્દલ મન ॥ ૨૧ ॥
મમ્મા માનવ મુખ મીઠો, ઝાઝુ અતર ઝેર,
પાનુ એવાથી પડે, વરતે કાળો કેર ॥ ૨૨ ॥
યય્યા યત્નો બહુ છો કરે, પણ ન ભાગ્ય વિણુ પાય,
ઊંદર જો ઉદ્યમ કરે, વસિયલ[1] વાસો થાય. ॥ ૨૩ ॥
રર્રા રાવણુ ન લઈ ગયો, કરવુ ગયો કયા ખોય ?
માનવ મૂકી જાય છે, કોડા કોડી હોય ॥ ૨૪ ॥
લલ્લા લાખ કોડી ગયા, જબરા જોદ્ધા જેહ,
કર્યો કાળે કોળીયો, તારૂ પણ ગણુ તેહ ॥ ૨૫ ॥
વવ્વા ગાય વિણુ રાગથી, વિના વિત્ત[2] પોમાય,
ગરીબે સબળ ગુણુ કર્યો, લુણુ લોટમા જોય ॥ ૨૬ ॥
શશ્શા સાળી સાડલા, વાર વાર લૈ જાય,
બેની આવી આગણે, પણ ન જરી પોસાય ॥ ૨૭ ॥

---

૧ સાપ ૨ પુરી થાય

ખખા ખટ્ ખંડનો ધણી, ઋદ્ધી સિદ્ધી બહુ હોય;
છતાં સંગ લઈ જાય નહિ, કર્મ કૃતિ લ્યો જોય. ॥ ૨૮ ॥
સસ્સા સંપ સેવો સદા, રંચ ન કરતા રીસ;
સંપે બને ત્રેસઠ સદા, કુસંપ કરે છત્રીશ. ॥ ૨૯ ॥
હહહા હસ્તિના કાન જ્યું, લક્ષ્મી ચપળ લેખાય;
એનો કર નહિ ઓરતો, એ આવે ને જાય. ॥ ૩૦ ॥
ક્ષક્ષા જાય ક્ષણુ લાભની, કીમત તસ ન કરાય;
વખત વાતે વહી જતાં, પુરણુ પસ્તાવો થાય. ॥ ૩૧ ॥
જ્ઞજ્ઞા જ્ઞાન ભણુતાં ઘણું, સ્વભા ન સુધરે જેહ;
ભણ્યો ભલે પણુ ભાઈ તે, અક્કલ વિણુનો એહ. ॥ ૩૨ ॥
અઅઆ અક્કલ પંચ રહે, અને એહ ગમ ખાય;
એ ઉપડાવે પાલખી, એવી તેમાં આય. ॥ ૩૩ ॥
ઇઇઈ ઇજ્જત જાય તેવું, કરો ન મુદ્દલ કામ;
ઇજ્જત વિનાનું વિશ્વમાં, જીવિત જાણુ નકામ. ॥ ૩૪ ॥
ઉઉઊ ઊઠે છે ઊંઘતો, જાગ્યો ન ઉઠે જાણુ;
કપટ આમ જન કેળવે, એનું શું એધાન. ॥ ૩૫ ॥
ૠૠૠ ૠઠતાં રાય ને, હોય શું રૈયત હાલ;
ક્યાં પોકાર કરે જઈ, બધું થયું એ તાલ. ॥ ૩૬ ॥
સંવત ઓગણીસ સાલ, ચોરાણુ ચિત્ત ધાર;
કાતી પુનમ પુરો કર્યો, કક્કાવળીનો કાર. ॥ ૩૭ ॥
મણી બુદ્ધિ વૃદ્ધિ મળે, કરે કર્પૂર પસાય;
લખ્યું થાય તવ લાભમાં, પરભવ પીડા જાય. ॥ ૩૮ ॥
લલિતે લાભ અર્થે લખ્યું, સમજો છે સુખકાર;
સમજી સાદર આદરો, તે સમજ્યાનો સાર. ॥ ૩૯ ॥

